# ઉપોદ્ઘાત

મુંબઈના સ્વર્ગવાસી શેઠ મુળજી ખટાઉના વિધવા બાઈ મીઠાંબાઈએ તેમની સ્વર્ગવાસી બાઈ મોંઘીબાઈના સ્મારક માટે સન ૧૯૦૧ ની સાલમાં મુંબઈ પોર્ટટ્રસ્ટનાં બૉન્ડ રૂ. ૨૦૦૦) બે હજારનાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી હસ્તક સોંપ્યા છે. તેના વ્યાજમાંથી ઈનામ આપીને સ્ત્રી કેળવણી તથા હિંદુસંસાર સુધારાના વિષયો ઉપર પુસ્તકો લખવામા આવે છે. તે પ્રમાણે "બાઈ મોંઘીબાઈ રામજી ઈબજી ગ્રન્થમાળા કુંડ"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧ | ગર્ભપોષણ અને સુવાવડ | ૦—૬—૦ |
| ૨ | સ્ત્રી પોકાર | ૦—૪—૦ |
| ૩ | સદ્ગુણી સ્ત્રીઓ | ૦—૪—૦ |
| ૪ | મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી | ૦—૮—૦ |
| ૫ | સખીને પત્રો | ૦—૪—૦ |
| ૬ | સ્ત્રી સ્વાતંત્ર્યવાદ | ૦—૧૨—૦ |
| ૭ | રમાબાઈ રાનડે ચરિત્ર | ૦—૬—૦ |

અમદાવાદ
ગુ. વ. સોસાઈટી
તા. ૬—૭—૧૯૩૩



હીરાલાલ ત્રિ. પારેખ,
આસિ. સેક્રેટરી.

# અનુક્રમણિકા







# ખુલાસો

શ્રીયુત ઉમાકાંતકૃત 'કૈ. શ્રી રમાબાઈ રાનડે' એ નામના મરાઠી પુસ્તકનો* આ તરજુમો છે. અનુવાદક બ્હેન તેમની પ્રસ્તાવનામાં એ વાતનો ઉલ્લેખ કરશે એવી માન્યતા હતી. પણ તે પ્રસ્તાવના મળી નહિ અને અન્ય કામના દબાણમાં તેમ પુસ્તક બહાર પાડવાની ઉતાવળમાં ઉપરની હકીકત નજર બહાર રહી જવા પામી. તે માટે અમે દિલગીર છીએ અને મૂળ મરાઠી લેખકની અમારી આ ગંભીર ક્ષતિ માટે ક્ષમા યાચીએ છીએ.

ગુ. વ. સોસાયટી,
અમદાવાદ
તા. ૩૧-૧૦-૧૯૩૨

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.

* પ્રકાશકઃ વિ. પ. નાગપૂરકર, હિંદ મહિલા કચેરી, મુંબઈ નં. ૪.

# શ્રી કાશીબાઇ કાનિટકરની યાદગીરીઓ

શ્રીમતી કૈલાસવાસી રમાબાઈ સાથે મારી સારી ઓળખાણ પડિત. રમાબાઇ પુને આવ્યા ત્યારે થઈ. તે પહેલા મે એમનુ નામ માત્ર સાભળ્યુ હતુ તેઓ જ્યારે મુબાઈ રહેતા હતા ત્યારે જો કે હુ મુબાઈજ રહેતી હતી છતા આવા લોકોમા ભળી શકુ તેમ નહતું. કારણ કે તેઓ કર્તાહતી પુરૂષની પત્નીહતા અને હુ વિદ્યાર્થી દશાના માણસની ગૃહિણી — સાસુ, સસરા, વડસાસુ, વડસસરા, દિયેરો, નણદો, વિગેરેના ઘરની હૂ વહુ હતી. એટલે એમની સાથે મારે ઓળખાણ કરવી શક્યજ નહતી પડિતા રમાબાઈ અહિ આવ્યા તે પહેલાજ તેમની વિદ્વત્તાની અને વકતૃત્વની કીર્તિ અહિં છાપાઓમા આવી હતી તે વખતે સ્ત્રીઓનુ વક્તૃત્વ એટલે એક અનૌકિક વસ્તુ હતી બાઈમાણસ બોલે છ કેવુ તે જોવાની દરેક પુરૂષને ઉત્કઠા થતી હતી જેવી રીતે યુરોપિયન વિદ્વાન સ્ત્રીઓના ભાષણ આપણને — પુરૂષવર્ગને એકલાને જ સાભળવા મળે છે તેવી રીતે પડિતા રમાબાઇના ભાષણો પણ આપણને એકલાનેજ સાભળવા મળશે. પડિતા બાઇ કેવા કુશળ' તેમને પુરૂષોના આ દાવની પૂર્ણ માહિતી ' પડિતા બાઇના વ્યાખ્યાનો, પુરાણો વિગેરે જે કાઈ થાય તેની નિમત્રણ પત્રિકાઓમા એક શરત હમેશ નાખેલી હોય તે એ કે 'જે કોઇ પુરૂષ વ્યાખ્યાન સાભળવા આવે તેણે પોતાની પત્ની, છોકરી, વહુ, બહેન, ભાભી, એવાઓ પૈકી ખુદ પોતાની ઘરની સ્ત્રી, સાથે લાવ્યા વિના તેમને હારમા બેસવા દેવામા આવશે નહિ.' આ તેમની શરતને લીધે મને મારા સસરા સાથે પડિતાબાઇને અને એજ પ્રસગે રમાબાઇને જોવાનો મોકો મળ્યો. આ પછી હુ જ્યારે પુને જતી ત્યારે 'વહિનીબાઈ'ની મુલાકાત થતી વિશેષ કરીને જો હું ચૈત્ર મહિનામા ત્યા હોઉં તો તેમની મુલાકાત હમેશ થતી. હું મુબાઇના

પ્રાર્થનાસમજની મુખ્ય નિશાળમાની સભામા જતી હતી તે વખતે 'વહિનીબાઈ' રાનડે ત્યા નહતા. તે વખતે સભામા નિયમિત રીતે આવનારાઓમા ડૉક્ટર ભાંડારકરના ઘરના, કૈલાસવાસી વા. મ. વાગળેને ત્યાના, શ્રી ઉમાબાઈ પડિત, કૈલાસવાસી સ. પા. કેળકરને ત્યાના માણસો, પ્રથમ જ પુનર્વિવાહ કરેલા રખમાબાઈ, અને બીજા કેટલાક સમાજિષ્ટોની સ્ત્રીઓ, કૈલાસવાસી ભાસ્કર હરી અને રાજારામ શાસ્ત્રી ભાગવત, રખમાબાઈ મોડક વિગેરે કોઇ કોઈ દિવસ આવતા તે વખતની મુબાઈની સુશીલ સ્ત્રીઓ અમારામા ભળતી નહિ, અને એમની દષ્ટિએ અમે અણસમજુ અને અજ્ઞાની લાગતા હોઇશુ.

મારુ રહેવુ પુનામા જેમ વધારે થવા લાગ્યુ તેમ તેમ મારો અને શ્રી. રમાબાઇનો સ્નેહ થવા લાગ્યો. ખરી રીતે ધન, માન, અને વિદ્યા એ ત્રણ પૈકી એકાદનુ તો સરખાપણું હોવું જોઇએ પણ અમારી બન્ને વચ્ચે જમીન આસ્માનનું અતર હતુ એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. ધન, માન, અને વિદ્યામા પણ મારી, તેમની સાથે ગણના થાય નહિ પરતુ તેમનો સ્વભાવ સાદો અને સારો હોવાથી અમારો સ્નેહ બધાયો.

કૈલાસવાસી રાવસાહેબ રાનડે સ્પેશીયલ જજ થયા પછી મારો અને 'વહિનીબાઇ'નો મેળાપ વરસમા એકવાર બે મહિના પહેલાં પણ થતો. તાલુકાને ગામ તેમની સ્વારી આવે એટલે ત્રણ ચાર દિવસ તો ખાત્રીથી તેમનો મુકામ ત્યા થાય જ. નેશનલ કોંગ્રેસનો જન્મ થયો તે વરસે નાતાલ પહેલા તેમની સ્વારી નગર જીલ્લામાં નેવાસે તાલુકામા હતી. કોંગ્રેસની ધરના હજી બાલ્યાવસ્થામા હોવાને અંગે બહુ માણસો આવ્યા નહતા તો સ્ત્રીઓ તો શાની જ હોય ? રાવસાહેબને જવુ તો જરૂર જ હતું, કારણ કે સર્વ ચળવળના તેઓ સૂત્રધાર હતા. બીજા સઘળા માણસોએ વેરૂળની ગુફાઓ જોવા જવાનો

વિચાર કર્યો. રાવસાહેબે મુંબાઈ જવું અને રાનડે કુટુંબ અને અમારે બેરૂળ તરફ જવું એમ અમારો અને 'વહિનીબાઇ' નો વિચાર નક્કી થયો. રજાઓ શરૂ થતા જ અમે તે અમલમા મુકી દીધો. એથી પરિચય દઢ થયો અને એમના સ્વભાવની ઓળખાણ પડી. એમનો સ્વભાવ બહુ જ પ્રેમાળ હતો. આપણુ અને પારકુ એ ભાવના તેમનામા બહુ જ સૂક્ષ્મ પ્રમાણમા હતી, એટલે સંસારને જરૂરી જેટલી જ એ ભાવના એમનામા હતી. એટલી હોવી એ મનુષ્ય સ્વભાવ જ છે. માનવદેહમા વસેલા દરેક જીવાત્માને એ એટલી આવશ્યક જ છે. સર્વસંગ પરિત્યાગી કહેવડાવનારાઓને પણ મારો લોટો, મારી મઢી, મારી કફની. એમ કહેવુ પડે છે, તો પછી દુનિયાદારને તો એટલો હોય જ.

તેમની સાથે તેમના બે દિયેર કૈલાસવાસી નીલકંઠરાવ ઉર્ફે આબા સાહેબ, તેમના પત્ની ગંગાબાઈ, નાના દિયેર ડૉકટર શ્રીપતરાવ ઉર્ફે બાબાસાહેબ અને 'વહિનીબાઈ' એ મુખ્ય માણસો હતા. તે સિવાય સિપાઈ, રસોઈયો, ગાડીવાળા વિગેરે અને એમના ઑફિસના કેટલાક માણસો હતા. બધા જુદે જુદે ઠેકાણેથી મળેલા હતા પણ 'વહિનીબાઈ'ના વાત્સલ્યથી હમે હળીમળીને રહેતા. તેમણે રાવ-સાહેબને કેવી પત્ની છાજે તેનો વિચાર પોતાના હૃદયમા કોરી મુક્યો હતો અને તેમના હુકમ પ્રમાણે પોતે વર્તવુ એવો તેમણે નિશ્ચય કર્યો હતો કઠોર શબ્દ તેમના મ્હોમાથી કોઈ દિવસ નીકળતો જ નહિ. તેમના શબ્દ કરતા તેમનુ અંતઃકરણ વધારે મૃદુ હતુ. એ મૃદુ અંતઃકરણના એક બે દાખલા આપીએ તો વાચકોને તેની ઓળખાણ પડે

કાયગાવ, ટોકે, અને પ્રવરાસંગમ એવા ત્રણ ગામ શ્રી ગોદા-વરી અને પ્રવરાના સંગમ પાસે છે ત્યા પ્રવરા સંગમે અમે મુકામ કર્યો, અને ટોકે ગામ જોવા ગયા. ટોકે જતા પ્રવરા ઓળગવી પડે છે. પ્રવરામા પાણી કાઈ બહુ નહોતુ, સાધારણ ઢિંચણ સુધી હતુ. 'વહિનીબાઈ'ના દિયેર આબા સાહેબ બહુજ બીકણ સ્વભાવના

હતા, એ 'વહિનીબાઈ' જાણતા હતા. એમણે પહેલેથીજ બે સિપાઈઓને બે બાજુ એમના હાથ પકડી ચાલવા કહ્યું હતું. પાણી થોડુંક ઊંચાણથી ઉંડું ભાગમાં પડતા જ અને અંતરામાં જરા તાણ વધારે લાગતાની સાથે આબા સાહેબ "ભાભી ભાભી" કરી બુમો પાડવા લાગ્યા, અમે બધા તેમના બીકણપણાને હસવા લાગ્યા. પણ 'વહિનીબાઇ' ખરેખર જ ગભરાયા. એમને તણાઈ જવાનો ડર લાગ્યો નહિ પણ આબા સાહેબ બીકથી ગભરાઈ જશે એવી તેમને ફીકર થવાથી તેઓ તેમનું સમાધાન કરવા અને હિંમત આપવા તેમની પાસે દોડી ગયા આ બીકણપણા માટે પણ અમે 'વહિનીબાઇ'નો ઉપહાસ કર્યો પરંતુ તેમનો સ્વભાવજ એવો હોવાથી તેઓ અમારા ઉપર ગુસ્સે થયા નહિ. બીજો પ્રસંગ ઔરંગાબાદ હતા ત્યારે આવ્યો રાવસાહેબ પહેલી કોંગ્રેસ માટે મુંબાઈ ગયા હતા. તે વખતે મુંબાઈના છાપાઓમાં મુંબાઈમાં કૉલેરા શરૂ થયાની વાતો પ્રગટ થવા લાગી. આથી 'વહિનીબાઈ'ને ખોટી કલ્પનાઓએ હેરાન કરી મૂક્યા. તેમને રાત્રે ઉંઘ ન આવે, દિવસે રડવા વિના બીજું કાંઈ સુઝ ન પડે અને ભાણે બેસે ત્યારે જમવાનું યે ન ગમે. એ કલ્પનાઓએ તેમની એવી સ્થિતિ કરી મૂકી. અમે બધાઓએ અમારાથી બનતું બધું કર્યું. બહુ ધીરજની વાતો કહી, પણ એ વખતની એમની મનસ્થિતિને તે ગમી નહિ જ્યારે મુંબાઈથી ખુશાલીના સમાચાર આવ્યા ત્યારેજ એમનું મન શાન્ત થયું

એમણે પોતાનો ક્રોધ કબજે રાખવાનું વ્રત લીધું હતું. ભૂત દયા તો એ પોતેજ મૂર્તિમંત હતા

પુને એમને ઘેર ઘણા ગરીબ વિદ્યાર્થીઓ રહેતા. એક રવિવારે જમવાનું મોડું થયું. ઘરમાં કાંઈક વિશેષ કારણ હતું. એ ગરબડમાં આ છોકરાઓને સવારનો નાસ્તો મળ્યો નહતો. બાપડાઓને બહુજ ભૂખ લાગી હતી. એટલામાં 'અક્કા' એ એમનામાંના એકને મેડા પરના દેવડામાંથી ગોળ કાઢી લાવવા કહ્યું. તેણે ઘરમાં જોઈતો હતો

એટલો ગોળ આપી પોતે તેમજ પોતાના સાથીઓએ સોપારી સોપારી જેટલો ગોળ ખાઇ પાણી પીધું. આ એમના અપરાધ માટે આક્કા અને માઈ સાહેબ બિચારાઓને ખૂબ લડયા. એ સાંભળી "વહિનીબાઇ"ને અહુજ ખોટું લાગ્યું, અને એ છોકરાઓનું ઉપરાણું લઇ તેમણે સાસુજી અને નણંદની ઝાટકણી કાઢી. એમણે કહ્યું કે તમે એમના ઉપર જે ચોરીનો આરોપ મૂકો છો તે ફોકટ છે. તમે પોતેજ ગોળ કાઢી લાવવા કહેલું. ભૂખને વખતે સોપારી જેટલો ગોળ મ્હોમા મૂકયો તેથી શું બગડયુ? એમણે તમારી રજા લેવી જોઈતી હતી, પરંતુ ગરબડને લીધે રહી ગઈ. એમણે આ ઘર પોતાનુંજ છે–એમાં પારકાપણું નથી એમજ માની ગોળ ખાધો એમા એમનો ગુન્હો થયો એવું મને બીલકુલ લાગતુ નથી. ઉલટું નિર્દોષ મનના છોકરાઓ છે એમ લાગે છે. આ 'વહિનીબાઇ'ની મધ્યસ્થતાનું બહુ સારૂં પરિણામ થયુ એમ જો કે ન કહી શકાય તોપણ ઘરમાની સ્ત્રીઓ પર તેની થોડી ઘણી અસર થવાથી તેમની બોલવાનુ કઠોરપણું અંશતઃ કમતી થયુ એમા શક નથીજ. જો કે એમ હતુ છતા 'વહિનીબાઇ'ને પ્રસંગોપાત આ માટે મ્હેણા મારવામા પાછી પાની થતી નહોતી.

એમણે ક્રોધ જીતવાનું વ્રત કેટલાક દિવસથી લીધું હતું. કોઇ પણ વ્રત લીધું કે એમા અડચણો વારંવાર આવવાનીજ, એ પ્રમાણે તેઓ વ્રતપાલન કરવામા પોતાનાથી બનતુ કરતા. એક વખત પટાવાળાએ ટપાલ લાવી, રાવસાહેબની ટપાલ રાવસાહેબને અને 'વહિની બાઇ'ની ટપાલ 'વહિનીબાઇ'ને' આપી, પટાવાળો પાછો જતો હતો એટલામાજ રાવસાહેબે તેને પુછયુ. "આફીસની ટપાલનું શુ કર્યું? અહિં લઇ આવ. આ થએલો હુકમ સાભળી તે પાછો આવી ટપાલ માગવા લાગ્યો. તે આવ્યો ત્યા સુધી 'વહિનીબાઇ'એ પોતાના પિયેરીઆઓનો આવેલો કાગળ ફોડી વાચવો શરૂ કર્યો હતો. ટપાલ પાછી મંગાવ્યાથી 'વહિનીબાઇ'ને ખોટું લાગ્યુ, અને સાથે થોડો ક્રોધ પણ આવ્યો. તેમણે ગુસ્સામાજ પટાવાળાને કહ્યું કે "બધી ટપાલ

એમને આપી, એમણે ફોડી, વાચીને ઘરમા આપવા કહ્યા વગર તુ તે અહિં શા માટે લાવ્યો ?" અને ગવસાહેબને ઉદ્દેશી, એ બોલ્યા "માગ પિયરનોજ એ કાગળ હતો તેમા કાઇપણ કારસ્તાનનો વિચાર કરેલો નહતો. અથવા કોઈને દગો દેવાનો પણ વિચાર નહતો તો, આટનો બધો અવિશ્વાસ શા સારૂ ?" એમ કહી એ ક્રોધ અને એ પરવશતાની કલ્પના અમલ થઇ એટલે નેત્ર વાટે એ વિકારોએ પોતાનો માર્ગ કરી લીધો આ બનાવ તેમની શુક્રવારમાની હવેલીમા પાછલી બાજુ કૈલાસવાસી માઇસાહેબની ઓરડીના બારણા પાસેજ થયો. એ દિવસે કઇક કામ માટે એમને ઘેર એ વખતેજ ગઇ હતી તેથી આ બધુ મારી નજરે પડયુ ગમે એટલો પ્રયત્ન કર્યા છતા ક્રોધને વ્યક્ત થવા માર્ગ મળે છેજ એ એમના અને મારા ધ્યાનમા આવ્યુ અમે બન્ને બેઠીએ ગયા પછી આ બાબત વિચાર કરવ લાગ્યા આપણે કરેલો નિશ્ચય કેટલે અશે ફળીભૂત થાય છે તે જોવા પરમેશ્વર ગુપ્તરૂપે આવી આવા બનાવો નિર્માણ કરે છે આપણે સાવધ રહેવાનુ તે આવેજ પ્રસગે, એમ મે તેમને કહ્યુ. આ સાભળી એમનો ગવસાહેબ પરનો ગુસ્સો એકદમ જતો રહ્યો

'વહિનીબાઇ'ને પોતાના સ્ત્રી વર્ગ માટે અતિશય અભિમાન હતુ સ્ત્રી જાત તરફથી કોઇપણ ખરાબ કામ થાય તો એમને ખુબ દુખ થતું, અને તેઓ એ ઠેકાણે જઇ ખરી વાત સમજી લઇ પ્રતિકાર કરવા જેવુ હોય તો તે કરતા. પુનામા પહેલી કોંગ્રેસ થઇ તે વખતની એક વાત મને યાદ આવે છે. તે વખતે પુનામા સુધારક અને પુરાણમત વાદીઓમા સામાજીક પરિષદ સબધી મતભેદ ઉભા થયો હતો. તેમજ રાજકીય સભામા જતી સ્ત્રીઓ પર થતી ટીકા પણ સર્વેની જાણમાજ છે કૉંગ્રેસમા એક દિવસ બહારગામથી આવેલી એક સ્ત્રી કેમ્પમા ગમે ત્યા રખડતી એમણે જોઈ. એનુ એ રખડવુ સર્વ આ વર્ગને અને સ્ત્રી શિક્ષણને બાધ કરે એવુ થશે એમ 'વહિનીબાઇ'ને લાગ્યુ એમણે ગાડી ઉભી રાખી નોકરીયર

પાસે શોધ કરાવી તેને બોલાવી લીધી અને પોતાની ગાડીમા બેસાડી તેને ઘેર પહોચતી કરી પાછળથી ખબર મળી કે એ બાઈને કાઇ ચિત્તભ્રમનો વિકાર હતો પણ નિંદા કરનાર લોકો આ બાબત થોડીજ ધ્યાનમા લેવાના હતા ?

સારૂ કામ કરતા કોઈ ગમે તે કહે તે તરફ દુર્લક્ષ કરવુ એ એમનો સંકલ્પ હતો પંડિતા રમાબાઈએ આર્યમહિલા સમાજ સ્થાપવાનુ ઠરાવ્યુ એ મારેનો દિવસ પણ નક્કી થયો તે સારૂ સ્ત્રીઓ આવવી જોઇએ તેઓ એકલી નિમંત્રણ પત્રિકાથી નહિ આવે માટે 'વહિનીબાઈ' અને તેમની સાથે એક બીજી આગેવાન સ્ત્રી એમ બે જણીઓ આવવા લાયક સ્ત્રીઓને નિમંત્રણ કરવા ગયા તેઓ એક આગેવાનને ત્યા ગયા ત્યા એ માણસની પત્ની વિરૂદ્ધ મતની છે તે તેઓ જાણતા નહતા તેઓ ગયા એટલે તે ગૃહિણીએ એમને બેસવા સારુ દૂર આસન આપ્યા અહિતહીની વાતો કરતા તે બાઈના દરેક વાક્યમા સુધારણા પ્રિય લોકોપર ટીકાત્મક શબ્દો હતાજ પરંતુ ઘરધણી સુધારણા પ્રિય હતો તેથી આ બધુ એમના ધ્યાનમા આવ્યુ નહિ છેવટે એમણે સભાનુ નિમંત્રણ કર્યુ ત્યારે એ બાઈ સ્પષ્ટ બોલી કે, "તમારે સુધારક સ્ત્રીઓએ હવે મોઢે રંગ લગાડી સમાજમા નાચવાનુ એટલુજ બાકી રહ્યુ છે એટલુ કરી નાખો એટલે સ્વર્ગે હાથ પહોચી જશે." આ એમના બોલવાથી 'વહિનીબાઈ'ની આખમા આસુ આવી ગયા તેઓ એકદમ ઉભા થઈ જઈ જવાને તત્પર થયા પણ શબ્દ સુદ્ધા મોઢે બોલ્યા નહિ. સાથે આવેલી બીજી સ્ત્રી બહુજ જબરી હતી હવે વધારે વાર રોકા-વાથી કાઈ જુદોજ પ્રકાર થશે તેથી એમણે તેને બોલવાનો અવસરજ આપ્યો નહિ આ એમના દૂરદર્શિત્વની અને શાન્ત સ્વભાવની બધાએ વાહ વાહ કરી

એક વખત આપણુ માણસ કહ્યુ કે જરા પણ પરજાત ગણવો નહિ ......એવો એમનો સંકલ્પ હતો એવા માણસથી કઈ

અજાણથી ભૂલ થઈ જાય તો તે સુધારી લેવાનો તેઓ પ્રયત્ન કરતાં. એના એક દાખલા તરીકે એક નમુનો રજુ કરું છું.

રાવસાહેબને જ્યારે હાઈકોર્ટ જજની જગા મળી ત્યારે ગામડામા ફરતા માટે તાલુકામા તેમનો મુકામ પાચ છ દિવસ હતો. માટેથી મોલાપુર જવાને દિવસે માટેના મુનસફે બધાએ એમને ઘેર જમી, સ્ટેશને જવુ, એટલે સામાન બાધવો સહેલો પડશે એમ સૂચવ્યુ. 'વહિનીબાઈ'ને પણ એ વાત ગમી. આગલે દિવસે 'વહિનીબાઈ' ને બધાનુ નોતરૂં આપી મુનસફની ગૃહિણી ઘેર આવી અને બીજે દિવસે દશ વાગે જમવાનુ રાખ્યુ થાળીઓ વિગેરે મુકી માણસ બોલાવવા મોકલ્યો તે પાછો આવી સદેશો પહોચાડે તે પહેલા જ 'વહિનીબાઈ'ની ચીઠ્ઠી આવી કે "કાલે તમારા ઘરના પુરૂષોએ, પુરૂષોને નિમત્રણ આપ્યું નથી ઘેરે જ દાળભાત કરી પીરસો એમ કહે છે. હજી પુરૂષોને નિમત્રવા મોકલો, નહિ તો તમારી મહેનત નકામી જતા તમને ખોટુ લાગશે.' આ ચીઠ્ઠી આવ્યા પછી મુનસફ, રાવસાહેબને ત્યા નિમંત્રવા ગયા. ત્યા પણ 'વહિનીબાઈ'એ એમનો પક્ષ લીધો. તેમણે કહ્યું, "નાના માણસોને શરમ આવે છે એક વખત જો નક્કી થયું તો પછી વડીલ માણસોને આપણા ઘરના જેવા ઠેકાણે નિમત્રણ કરવાનુ શું પ્રયોજન? વડીલોએ પોતે જ જવું જોઈએ" આ એમના સરળ અને આત્મભાવનાના અભિમાનનો એક દાખલો છે. આવો સરળ અને નિરાભિમાની સ્વભાવ જોવા જઈએ તો હજારોમા પણ ભાગ્યે જ જડી આવે.

રાવસાહેબ રાનડેએ નાની ઉમરની છોકરી સાથે લગ્ન કર્યું એ માટે છેવટ સુધી લોકો એમના પર ટીકા કરતા અને હજી પણ એમની વાત નીકળે કે તરત જ ટીકાકારો તે વાત ઉપાડી લે છે. પણ મારે મન તો એમણે કર્યું એ જ ઠીક કર્યું છે, કારણ કે 'વહિનીબાઈ' જેવી હોશિયાર, ચાલાક બાલિકાને પરણી તેને પોતાના ઉચ્ચ ધ્યેયાનુસાર પોતાની સહચરી બનાવી શક્યા ચિત્રકાર કે

મૂર્તિકાર જેમ લીલી માટીને પોતાના મન પ્રમાણે આકાર આપી ચિત્ર બનાવે છે, તેમ રાવસાહેબ ગનડેએ 'વહિનીબાઈ'રૂપી ઢીંગલીનો જગતને અને પોતાની કલ્પનાઓને જેવો જોઇએ તેવો તેમના મનનો અને વર્તનનો ઘાટ ઘડ્યો. તેમના આ કૌશલ્યને મહારાષ્ટ્ર સમાજ હમેશાં વખાણી જ લેશે. રાવસાહેબ ગનડેએ દેશમા અનેક ચળવળો શરૂ કરી. તે દરેકમા પ્રત્યક્ષ કે પરોક્ષ 'વહિનીબાઈ' ભાગ લેતા. તેમને જુદા જુદા મત ધરાવનાર લોકો સાથે વાતચીત થતી ઘણાઓને તેમની અડચણો સાભળી તે સંબધમા પોતાની સલાહ આપતા, અનેક ધંધાવાળા, વહેપારી, ગ્રથકાર, કવિ, ગજભક્ત, દેશભક્ત, સુધારણા પ્રિય, સ્ત્રી શિક્ષણેચ્છુ, સ્ત્રીશિક્ષણદ્વેષ્ટા, વિગેરે સર્વ જાત અને સર્વ દરજ્જાના માણસો એમના ઘેર આવતા રાવસાહેબ પુને રહેતા ત્યાં સુધી એમની બેઠક ઓસરીપરના હિંચકા પર હતી. બે હિંચકા ટાંગેલા હતા. એક પર રાવસાહેબ બેસતા અને બીજા પર આવેલા માણસો બેસતા. ત્યા તેમની જે વાતચીત ચાલતી તે બધી અગર ઘણીખરી 'વહિનીબાઈ' સાભળતા. આથી બધી જાતના શિક્ષણોનો લાભ તેમને મળતો. રાવસાહેબ પાસે જે પુસ્તકો અભિપ્રાય માટે તેમ જ 'દક્ષિણા પ્રાઇઝ કમિટી' તરફથી પરીક્ષણ માટે આવતા તે બધા 'વહિનીબાઈ'ને જ વાચી બતાવવા પડતાં, અને તે પરનો અભિપ્રાય રાવસાહેબના કહેવા પ્રમાણે લખવો પડતો. આવા કામ રાવસાહેબ તેમની પાસે કરાવી લેતા એટલે તેઓ બહુશ્રુત તેમ જ દરેક કામમા વાકેફ થયા આગળ ઉપર આના ફળરૂપે પુનાનુ સેવાસદન લોકોના જોવામા આવ્યુ. સેવાસદન જેવી સંસ્થા નિર્માણ કરવાની કલ્પના જો કે મી દયારામ ગીડુમલ અને તેમના પરમ સ્નેહી બહેરામજી મેરવાનજી મલબારીની હતી. તોપણ પુનાની શાખા વધારવાની, તેને બધી રીતે સારી કરવાની, તે માટે ધસારો શારીરિક, માનસિક અને આપત્તિક, ખમવાનુ વિકટ કામ 'વહિનીબાઈ' જેવા પાસે આવ્યુ. તેથીજ તેમની કીર્તિ સર્વલોકમા ગવાવા

'વહિનીબાઈ'ની મૂર્તિ મૂકી એ બહુજ સારૂ કર્યું, અને ચરિત્ર પણ નિર્વિકાર મનથી લખ્યું છે. તેમા હદ ઉપરાંતની સ્તુતિ ક્યાએ નજરે પડતી નથી. મનુષ્ય સ્વભાવમાં કંઈકને કંઈક દોષાસ્પદ હોય છેજ. જેમણે કમર કસીને દુર્ગુણો કાઢી નાખવા પ્રયત્નો કરેલા હોય છે એવા ઉચ્ચ કોટીમાના માણસમા પણ બીજાઓને દોષ નજરે પડે છે, તો પછી એ તો સંસારી માણસ હતા. તેમનામા કેટલાક દોષો નજરે પડે તેમા શુ નવાઈ? ખરી રીતે માણસ જન્મતાજ એનામા સારા અને ખરાબ ગુણો સાથે આવે છે. સારાને વધારવાનો અને ખરાબને દાબી દેવાનો યત્ન આપણે બધા કરીએ છીએ જેનાથી સારા કયા અને ખરાબ કયા તેનો નિર્ણય કરી, સારા વધારી ખરાબ દાબી દેવાનું કાર્ય બનતુ નથી તેમનેજ આપણે ખરાબ માણસો કહીએ છીએ તેમની સાથે જો આપણે સહાનુભૂતિ અને પ્રેમલક્ષી વર્તન રાખીએ તો તેઓ પણ જલ્દી સુધરશે દુનિયામા આપણે હમેશ લોકો આગળ સારૂ ધ્યેય મુકવા રહેવુંજ જોઇએ. દરેકે, તે નજર આગળ રાખી તેવા થવા પ્રયત્ન કરવો જોઈએ. તો જ દુનિયા સુધરશે ખરાબ થવા મહેનત કરવી પડતી નથી. તેની વૃદ્ધિને વખત લાગતો નથી. જોત જોતામા અનિષ્ટ વસ્તુનો પ્રસાર થાય છે એટલા માટે રમાબાઇ સાહેબ જેવાના ચરિત્રો આપણી તરુણ બાળાઓના વાચવામા આવવા જોઈએ. પતિપત્ની અને બાળકો સર્વસ્વીજ એટલું દરેકનુ કર્તવ્ય છે અને તે સિવાય બીજુ કશુ કર્તવ્ય નથી. બહુ તો પરલોક સુખ પ્રાપ્તિનુ બીજુ એક કર્તવ્ય સમજી ને સમયી બુદ્ધિને ગમે તેનુ પુરાણ શ્રવણ અગર દાનધર્મ કરવુ એટલાથી આપણા માનવી જીવોનુ કર્તવ્ય પૂર્ણ થતુ નથી. આ વિશ્વના અસંખ્ય જીવોમા આપણો પણ અશત ભાગ છે તે બધાને એક બીજા માટે કર્તવ્ય કરવુ પડે છે મનુષ્ય પ્રાણી, એ જ્ઞાનવાન હોવાને લીધે તેના ઉપર કર્તવ્યનો બોજો વધારે છે. બધા મનુષ્ય પ્રાણીઓમા સ્ત્રીઓ તરફ કર્તવ્યનો અર્ધો ભાગ આવે છે. નાના

દૂર્લે ગામે ગયા આ ગામના નામથી તેમની અટક દૂર્લેકર થઇ. બાળભટના દિકરાએ લશ્કરમાં નોકરી લીધી અને પુના પેશ્વાઓની પાયગામાં સારૂં નામ મેળવ્યું. પેશ્વાઓને ઔંધના પ્રતિનિધિ જોડે અણબનાવ થયો ત્યારે ઔંધકરના તાબાનું દેવગાંવનું થાણું તેમણે પોતાના કબજામાં લીધું, અને તે દૂર્લેકર ભાઇઓના તાબામાં સોપ્યું. આગળ પણ દૂર્લેકરની પાયગા પેશ્વાઓએ પટવર્ધનને સોંપી પટવર્ધનની સાથે તેમણે સ્વારીમાં દૂર્લેકરનું મથક હતું ચિંતામણરાવ અપ્પાસાહેબ પટવર્ધને પોતાની બહેન રમાબાઇના વડ દાદા ગણપતરાવ ભાઉને આપી હતી

રમાબાઇના દાદા માધવરાવ પરાક્રમી ન નિકળ્યા જે કાંઈ ઉપજ હતી તે સાચવી રાખી, તેઓ બધો વખત દેવીની પૂજામાં ગાળતા તેમનેજ પગલે રમાબાઈના વડિલ માધવરાવ ચાલ્યા, એમ કહેવામાં કાંઈ હરકત નથી આથી રમાબાઈનો જન્મ થયો ત્યારે દૂર્લેકર બીજા સરદારોની માફક પડતી સ્થિતિમાં આવેલા હતા. ઐહિક દૃષ્ટિએ જો કે દૂર્લેકર ઘરની પડતી આવી હતી તોપણ તેમની ખાનદાની કાયમજ હતી રમાબાઈના પિતા, દાદા અને વડદાદા, ધાર્મિક વૃત્તિના અને એકનિષ્ઠાવાળા હતા પિતૃકુળનો આ ગુણ રમાબાઇમાં નાનપણથીજ હતો એમની ગણપતિ પર એ વયથીજ બહુ ભક્તિ હતી, અને પોતાના અંતઃકરણની બાળપણાની વાતો ફક્ત ગણપતિ પાસેજ કહેતા

રમાબાઈના દાદી અને માતા સંસારમાં દક્ષ હોવાને લીધે બેઉ જણીઓએ સંસારનો વહેવાર સારી રીતે સમેટી લીધો હતો રમાબાઈના મા ઉમાબાઇ જેમ સંસારમાં દક્ષ હતા તેમજ પતિવ્રતા અને મમતાળુ પણ હતા તેમને વડુ તરીકેની પજવણી ખમવી પડેલી, પણ તેથી તેમનો સ્વભાવ ચીડીયો તેમજ રડકણો બન્યો ન હતો પતિ એ જ સ્ત્રીનો ગુરૂ અને દેવ એ ભાવનાએ એમના મનમાં પૂરી રીતે પ્રવેશ કર્યો હતો એમણે રમાબાઇના પિતા પાસેથી ગુરૂપદેશ લીધો

હતો, અને તે પ્રમાણે પોતાનું આચરણ રાખી પતિનું મન સંતુષ્ટ રાખતાં; રોજ સાંજે તેઓ પોતાનાં બાળકોને લઇ આંગણામાં બેસતાં અને ધાર્મિક વાતો કહેતાં. હમેશ સારાં બી વાવીએ અને જમીન સારી હોય તો મૂળ ઉંડા જશે. કંઈ નહિ તો આપણા મોઢે ધાર્મિક વાતોનો ઉચ્ચાર થવાથી આપણને પૂણ્ય તો લાગે છેજ, છોકરાઓને વાતો કહેવામાં એવો તેમનો હેતુ હતો. આથી એમની છોકરાંઓ મારેની લાગણી તેમજ ધાર્મિક વૃત્તિ દેખાઇ આવે છે. સંસારદક્ષતા સાથેજ માતાની પતિપરાયણતા, ધાર્મિકતા અને છોકરાંઓ માટેની લાગણી એ ગુણો રમાબાઇએ અંગીકૃત કર્યા હતા એમ એમના ચરિત્ર પરથી જણાઈ આવે છે.

જુનાં બૈરા એટલે હમેશ છોકરાંછૈયાં, પતિ, અને પરમેશ્વરમાજ ભરાઈ રહેનાર એવી આપણી માન્યતા છે, પણ તે ભૂલભરેલી છે. રમાબાઇના માતા મિરજના પ્રસિદ્ધ રાજવૈદ્ય રાધોપંત કરમરકરની પુત્રી હતા; તેઓ વૈદ્યની દીકરી હતા એટલુંજ નહિ પણ તેઓને વૈદ્યકીય જ્ઞાન હતું. તેઓ ગૃહસંસાર સંભાળી ઘેરજ દવાઓ તૈયાર કરી લોકોને આપતા. એટલુંજ નહિ પણ જે દરદીઓ ઘેર આવતાં તેમને રાખી લઇ તેમની દવા, ચરી વિગેરે વ્યવસ્થાની જહેમત તેઓ પોતેજ ઉઠાવતા. આ પરોપકારના કામમાં તેમને રમાબાઇના પિતાની પૂર્ણ સંમતિ હતી.

એવાં પરોપકારી, હોશિયાર, અને મમતાળુ માતાના હાથ નીચે રમાબાઈનું બાળપણ ગયું. રમાબાઈના પિતા કડક સ્વભાવના હતા. તેમને છોકરાઓએ કરેલું તોફાન જરાએ ગમતું નહોતું. તેથી રમાબાઇને પોતાને ઘેર પોતાની બહેનપણીઓ બોલાવી રમવાના પ્રસંગો બહુ થોડાજ આવતા. માધવરાવ જો કે કડક સ્વભાવના હતા તોપણ રમાબાઇ એમના માનીતાં હતા. વડિલ માણસોના દેખતા છોકરાઓને તેડવા નહિ, તેમની સાથે વાતચીત કરવી નહિ, એવી જુના કુળોમાં રૂઢિ હતી. દાદીમા મરી ગયાં પછી રમાબાઇનો જન્મ થયો હતો.

તેથી માધવરાવના વાત્સલ્ય પ્રેમનાં તેઓજ પહેલા ભાગીદાર થયાં. રમાબાઇની બહેનોનાં લગ્ન તે વખતના રિવાજ પ્રમાણે પાંચમે અને સાતમે વરસે થયાં હતાં. રમાબાઇ માધવરાવના માનીના તેથી એમનો વિવાહ મોડો એટલે તેઓ અગિયાર વર્ષનાં થયાં ત્યારે થયો એમ કહેવા હરકત નથી.

નાનપણમા રમાબાઇના મન પર માબાપના આચારવિચારનું સારૂં પરિણામ નિપજ્યું હતું, પણ તેમને સાક્ષરતાની ગંધ સરખી નહોતી. રમાબાઇના મા વૈદુ સારી રીતે જાણતાં, તેમને પુરાણમાંની દેવોની કથાઓ આવડતી પણ તેઓ કાંઈ સાક્ષર નહોતાં. કુર્લેકરના ઘરમા સાક્ષરપણું બહિષ્કૃત થવાનું એક કારણ બન્યું હતું. રમાબાઇની એક ફોઇ બ્રહ્માવર્તમાં પરણાવી હતી. તેઓ વાંચતા શિખેલાં હતાં. તેઓ વ્યંકટેશ સ્તોત્ર વાચતા, એટલી હદ સુધી એમની સાક્ષરતા પહોચી હતી. પણ એમને બાળપણમાંજ વૈધવ્ય પ્રાપ્ત થયું હતું. એ અશુભ વાતનો સંબંધ વાચવા સાથે જોડી દીધો; અને વાંચવા શીખવું એ વૈધવ્યને આમંત્રણ આપવું એવો કુર્લેકર કુળની સ્ત્રીઓનો નક્કી મત બંધાયો.

રમાબાઇને પોતાનો ભાઈ વાંચતો તેથી આશ્ચર્ય થતું. એક વખત પોતાના દાદાને કાગળ વાંચી પોતાના મનની છાની વાત સમજાઈ એ તેમને બહુજ નવાઇ જેવું લાગ્યું. એક વખત રમાબાઇના પિતા પૂને જવા નિકળ્યા ત્યારે રમાબાઇએ એમને મોતીની દીંગલીઓ ને સાડી લાવવા કહેલું. પિતા આ બધું લાવે પછી બધાને આશ્ચર્ય પમાડવું એવું એમણે ઠરાવ્યું હતું. આ એમના મનની છાની વાત એમણે ફક્ત તેમના દેવ ગણપતિને કહી હતી. એ વાતની તેમના પિતાને શી ખબર ? તેમણે ઘેર લખેલા કાગળમાં રમાબાઇએ કહેલી દીંગલીઓ અને સાડી લાવું છું એમ લખ્યું. તેથી દાદાએ પત્ર આવતાં જ રમાબાઇને મીઠો ઠપકો આપ્યો, "અરે ગાંડી છોકરી, તે દિવસે ફોઇએ પૂછ્યું ત્યારે તું નારી ગઈ; પણ આપણા સાહેબને

તેં શુ લાવવા કહ્યુ તે મેં જાણ્યું છે." આ સાભળી રમાબાઇને આશ્ચર્ય લાગ્યુ. તેમણે પોતાના ભાઇને વિનતી પૂછ્યુ કે મારી છાની વાતની તમને શી ખબર પડી. "બ્હેન આજે એમનો કાગળ આવ્યો છે તેમા તેમણે લખ્યુ છે." આ ભાઇના જવાબથી તેમનુ સમાધાન થયુ નહિ. તે દિવસ ગયો એટલે બચપણને લીધે તેઓ એ ભૂલી ગયા. ઘેર તેમજ પાડોશમા છોકરીઓએ ભણવું એ કલ્પના મનમાં ન હોવાથી આપણે ભણવુ જોઇએ એવી જીજ્ઞાસા રમાબાઇને નાનપણમા ન થઇ, એમા કાઇ નવાઇ નથી. તે વખતની છોકરીઓની હોશ મોતીની દીગલીઓ લાવી રમત રમવામા અને સારા લુગડા પહેરવામાજ સમાપ્ત થતી આ હોશ રમાબાઇમા હતી. ઘર ઘરની રમતથી સંસાર માટે ઉત્પન્ન થતી હોશ બીજી હિંદુ છોકરીઓ માફક રમાબાઇમા ઉત્પન્ન થઈ હતી આનુ પરિણામ તેમના ચરિત્રમા ઠેર ઠેર નજરે પડે છે

રમાબાઇના નાનપણમા સુધારણા અને સ્ત્રી શિક્ષણનો પવન જ્યા પુને પણ નહોતો વાતો તો પછી ત્યા દેવરાષ્ટ્રે ગામમા તો કયાથીજ હોય? રમાબાઇના જન્મ વખતે હિંદમા ગણીનુ રાજ્ય શરૂ થયાને આશરે ચાર પાચ વરસજ થયા હતા તે વખતે પૂના એ જ મહારાષ્ટ્રના શિષ્ટાચારનુ મુખ્ય સ્થાન હતુ જુના આચારવિચારનુ દબાણ પુનાના સમાજપર કાઇ કમતી ન હતુ તો દેવરાષ્ટ્રમા તે પૂર્ણપણે આચારમા હોય તો કાઇ નવાઇ નથી. મહારાષ્ટ્રમાં અંગ્રેજી રાજ્ય શરૂ થયાની અસર દેવરાષ્ટ્રમા દુર્વેકરના કુળમા બીલકુલ થઈ ન હતી એમ નથી. અગ્રેજી થયાને કારણે દુર્વેકરના લશ્કરી વ્યવસાયનો અત થયો. તેથી બીજા સર્વે કુળો માફક તેમનો પણ વૈભવ નષ્ટ થયો અને સાપ ગયા પણ લીસોટા રહ્યા એવી એમની સ્થિતિ થઈ, તોપણ સસારની જુની રૂઢિઓ છૂટી નહોતી. રમાબાઇનુ બાળપણ એવા જુના આચારોમા પસાર થયુ

[ ૨ ]

# વિવાહ



રમાબાઇનો વિવાહ ૧૮૭૩ ની સાલમાં ડીસેંબર માસમાં માગશર શુદ અગીઆરશને દિવસે ગોરજ મૂહુર્તપર થયો.

વિવાહ એ સર્વ સ્ત્રી પુરૂષોની જીંદગીનો ખરો મહત્વનો પ્રસંગ છે. વિવાહ પછી મનુષ્યની ખરી જીંદગીની શરૂઆત થાય છે. હિંદુઓ અને તેમા પણ વિશેષ કરી સ્ત્રીઓની બાબતમા વિવાહને બહુ મહત્વ છે. જનોઇ લીધાથી જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય આ ત્રણે વર્ણને દ્વિજત્વ એટલે બીજો જન્મ પ્રાપ્ત થાય છે, તેમ વિવાહથી હિંદુ સ્ત્રીઓને બીજો જન્મ પ્રાપ્ત થાય છે એમ સમજાય છે. વિવાહ એ સ્ત્રીઓને જનોઈ દેવા બરાબર સમજી જેમ છોકરાઓને તે પાંચ છ વરસની અંદર આપી દેવાની, તેમ છોકરીઓનો વિવાહ પણ આઠ વર્ષની અંદર કરી નાખી છુટા થવાનું એવી રમાબાઇના નાનપણમાં સર્વ સાધારણ રીતિ હતી. આ રીતિ પ્રમાણે રમાબાઈની બે મ્હોટી બ્હેનોના લગ્ન તેમના પાચમે અને સાતમે વર્ષે થયાં હતા. રમાબાઈ માત્ર લગ્ન વખતે અગીઆર વર્ષની ઉમ્મરનાં હતા.

પચાસ વર્ષ પહેલા મહારાષ્ટ્રમાં જેમ છોકરીઓના લગ્ન આઠ વરસની અંદર કરી નાખવાની સર્વ સાધારણ રીત હતી તેમજ વિધુર ગમે તેટલો ઉમરે મોટો હોય તોપણ તેનું બીજું લગ્ન કરવાનું એવી પ્રથા હતી. જનોઈ, વિવાહ અને દ્વિતીય સંબંધની જરૂર એ બાબતની ખરી કલ્પનાનો લોપ થયો હતો. જનોઇથી બીજો જન્મ પ્રાપ્ત થાય છે એ કલ્પના ખરેખરજ બરાબર છે. આપણે આપણા આયુષ્યમાં જે ધંધો કરવાના તેની જેણે તૈયારીઓ કરી છે તેવો અને તે નથી તેવો માણસ તેમા અંતર હોય છે. આ અંતર જન્મથી ઉત્પન્ન થના અંતર જેટલુંજ હોય છે, એ સહેજ સમજી શકાય છે.

પોતાની વિદ્યામાં પ્રાવિણ્ય મેળવેલા માણસનો જીવનક્રમ જે રીતથી વ્યતિત થાય છે તેવો વિદ્યાહીન માણસનો થતો નથી. તેથી વિદ્યાસંપન્ન થવું એ જીવનક્રમની દૃષ્ટિએ બીજો જન્મ લેવા જેવુંજ છે. પણ જનોઈ એટલે ફક્ત સંધ્યા કરવી એટલો અર્થ લેવાય છે, અને વિવાહ એટલે છોકરીના ગળામા મંગળ સુત્ર બાધવું એવો અર્થ આજકાલ થાય છે, આ કલ્પનાઓ તે વખતે વધારે જોરમા હતી. મૂળ કલ્પનાઓ છોડી દઇ એકલી રૂઢિ પાળવી એ સમાજની પડતીનું ચિહ્ન છે.

સમાજની આ પડતીથી મહારાષ્ટ્રની સ્ત્રીઓનું જીવન કા તો દુ:ખી અથવા સુખી થવાનુ એવુ નક્કી થઇ ગયુ હતુ. રમાબાઇની માતાનો દાખલો લઇએ તો તેમનો સંસાર તે વખતની દૃષ્ટિએ સુખમય થયો. વિવાહ થઇ પુત્રાદિક થયા અને તે પાછા સંસારમા લાગે એવી આપણામા પૂર્ણ સંસારની જે કલ્પના દૃઢ થએલી છે તે વિચાર કરતા કાઇ ખોટી માલમ પડશે નહિ. કુલીન, અનુરૂપ અને કાર્યકુશળ પતિ મળવા, સુશીલ અને સુદગુણી છોકરા થવા અને તેઓ પરાક્રમી નિકળ્યા છે એમ જોઈ કોઈ પણ સ્ત્રીને કર્તવ્ય પુરતી થઇ એવી માન્યતા મનુષ્યસ્વભાવને છાજે તેવીજ છે. આ ધારવા પ્રમાણે રમાબાઇના માતાનો સંસાર પૂરેપૂરો સોળ આની ન હોય તોપણ ઘણોખરો સુખી તો થયોજ. રમાબાઇના ફોઇને વૈધવ્યને લઇ સંસાર જ રહ્યો નહિ. આયુષ્ય સંસારના સુખ વગર સહરાના રેતીવાળા પ્રદેશ જેવું રસહીન બન્યુ. એક તો સંસારરૂપી લીલા ઝાડ નીચે બેસવું, અગર ઘોર રણ ઓળગતા આયુષ્ય સમાપ્ત કરવું, આ બેજ રસ્તા તે વખતની મહારાષ્ટ્રની સ્ત્રીઓને નજર આગળ હોવાને લીધે સંસારવૃક્ષનો આશ્રય પડી ભાગે એવું કોઇપણ કામ પોતાને હાથે ભૂલમાં પણ ન થાય એ બાબતનો વિચાર હિંદુઓને રગે રગમા હતો, અને આજ પણ છે. આ વિચારથી રમાબાઈના ફોઇનું શિક્ષણ સર્વનેજ અશુભ લાગતું હતું.

પ્રથમ લગ્ન કરનાર વર સાથે લગ્ન કરવાનો પ્રસંગ આવે તોપણ જે બીક હિંદુ સ્ત્રીઓના મનમાં રહે તે જ બીક વિધુર સાથેનો સંબંધ જોડનારી સ્ત્રીઓને પણ નજીવી બાબતોથી તેમનાં મન પીગળાવી નાખે એ કહેવાની જરૂરજ નથી. એવા વાતાવરણમાં ઉછરેલાં રમાબાઇપર વિધુરની પત્ની થવાનો પ્રસંગ આવ્યો.

આવો પ્રસંગ તે વખતે ઘણી છોકરીઓના નશીબમા હતો. તેમા નવાઇ જેવુ કાંઈ હતું જ નહિ, પણ રમાબાઇનો વિવાહ ન્યાયમૂર્ત્તિ રાનડે સાથે થયો, એ બનાવને ઘણી રીતે મહત્વ મળ્યુ. ફક્ત તે વખતના લોકોની દૃષ્ટિએ જોતા એ વિદ્વાન, ઘણા પૈસા કમાનાર અને સરકાર દરબારમા માનમરતબો મેળવેલા વિધુર સાથે રમાબાઇનું લગ્ન થયુ, એમા રમાબાઈ નશીબદાર હતા એમ જ કહેવું પડશે. સુશિક્ષિત, સદ્‌ગુણી, અને શ્રીમત પતિ મળવાની દૃષ્ટિએ રમાબાઈ ખરેખર નસીબદાર હતા. પણ તેમની અને ન્યાયમૂર્તિની ઉમરમાં ઘણોજ ફેર હતો. રમાબાઇ અગીઆર વર્ષના તો ન્યાયમૂર્તિ બત્રીસ વર્ષના હતા, આ ઉમરનો ફેર રમાબાઇના મનમા હમેશ જાગૃત રહેતો. રમાબાઇના આયુષ્યક્રમનો માર્ગ ગંગોત્રીના માર્ગ જેવો હતો. એક બાજુ હિમાલયનો સુંદર અને વિશાળ વિસ્તાર, તો બીજી બાજુ ઉંડી ખાઇ અને બધી ચીજોને ઘસડી જનારો ગંગાનો પ્રવાહ. એમાથી જેમ ગંગોત્રીને જવાનો પગરસ્તો છે તેવોજ રમાબાઇના સંસારનો હતો.

પણ આ કરતા તેમનો વિવાહ ન્યાયમૂર્તિ રાનડે સાથે થયો તે ખરી નવાઇ હતી. જેમ રમાબાઇ પૂરેપૂરી રીતે જુની રૂઢિમા મોટા થયા હતા તેમ ન્યાયમૂર્તિ મુબઇની નવી રૂઢિમા થયા હતા. ૧૮૭૩ની સાલના અરસામા પુનાના સમાજમા વિધવા વિવાહના પ્રશ્ને ખળભળાટ મચાવ્યો હતો. પૂનર્વિવાહ પક્ષનુ આહ્‌વાહન કરનારના વિરોધમા અપણા દસ્તખતદારે સ્વીકારી વિરુદ્ધ ભાષણો આપવાની શરૂઆત કર્યાથી પુનામા મચેલો ખળભળાટ કૃષ્ણાતીર સુધી પહોંચ્યો હતો. આ ખળ-

ળવળાટની અસર દેવરાષ્ટ્ર અને કોલ્હાપુર સુધી થઇ હતી. આજકાલ મુંબઇથી બીજા નંબરે પુના નવા વિચારોનું કેન્દ્ર સ્થાન બન્યું છે. પણ પચાસ વર્ષ પહેલાં આવી સ્થિતિ નહોતી. જુના આચારવિચારનું જોર સમાજમાં બહુજ હતું. પોતાની ખાનદાનીનું અભિમાન પુનામાં બહુ હતું. મુંબાઇમાં તેથી ઉલટું હતું. પુના જેમ મરાઠાઓની સંસ્કૃતિનું કેન્દ્ર હતું તેમ મુંબાઇ અંગ્રેજોની સંસ્કૃતિનું કેન્દ્ર બનવા લાગ્યું હતું. અંગ્રેજોના આચારવિચારોની છાપ અંગ્રેજી ભણી સંસારિક પ્રવૃતિમાં લાગેલ તે વખતનાં સુશિક્ષિત પર પડી હતી. અંગ્રેજોનો સંસાર પરાક્રમપર સ્થપાએલો હતો; અને તેમના સંસારમા છુટાપણું અને આનંદ પૂર્ણપણે દેખાતા, એથી ઉલટી મહારાષ્ટ્રના સંસારની સ્થિતિ હતી. તે વખતે મહારાષ્ટ્રના સંસારમા પરાક્રમને સ્થાન જ નહોતું. નવા નવા સાહસમા પ્રવૃત થવાની વૃત્તિથી સ્વભાવિક જ ઉત્પન્ન થતું દિલેરપણું તે વખતની પીઢીમાં ન રહેવાથી જુના આચારોનો ત્રાસ માત્ર દરેકને અનુભવવો પડતો. આ ત્રાસ નિર્મૂળ કરવો હોય તો તે જેમાંથી પેદા થાય છે તેવી બાબતોજ બંધ કરવી, એમ તે વખતે સુશિક્ષિતોનું ધારવું હતુ. અંગ્રેજોની સ્રીઓ સુશિક્ષિત હોય છે, તેઓ અંગ્રેજોને તેમના કામમા મદદ કરે છે, તેમનામા બાળ-વિવાહ નથી, વૈધવ્યનો ત્રાસ નથી, આ બાબતો આપણા સમાજમાં શી રીતે શરૂ કરવી, એવી ફીકર તે વખતના સુશિક્ષિતોને લાગી હતી. એલ્ફિન્સ્ટન કૅાલેજમા વિદ્યાભ્યાસ પૂરો કરી બહાર પડેલા આવી ફીકરવાળા તરૂણોએ ૧૮૪૮મા મુંબાઇમાં 'જ્ઞાન પ્રસારક સભા' અને 'સ્ટુડન્ટસ સાયંટીફીક અને લીટરરી સોસાયટી' સ્થાપી લોકોમાં આ લાગણી ઉત્પન્ન કરવાના અને છોકરીઓને શિક્ષણ આપવાના કાર્યનો આરંભ કર્યો. ન્યાયમૂર્તિ રાનડે ૧૮૫૮માં મુંબાઇમાં ભણવા આવ્યા ત્યારે એમનું મન આ ચળવળ તરફ ખેંચાયું અને એમાં તે કાળજીથી કામ કરવા લાગ્યા. સન. ૧૮૬૨માં મુંબઇમાં 'ઇન્દુપ્રકાશ' નિકળવાથી ન્યાયમૂર્તિ રાનડે વિગેરેને પોતાના વિચારો ફેલાવાને એક

નવું સાધન મળ્યું ૧૮૬૨ના સુમારમાં એટલે રમાબાઈનો જન્મ થયો. એ અરસામાં મુંબાઈમાં સ્ત્રી શિક્ષણ પણ આગળ વધ્યું સુશિક્ષિતો સન્મુખ વિધવાવિવાહનો પ્રશ્ન આવ્યો. પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના પ્રયત્નથી ૧૮૫૬માં વિધવાવિવાહનો કાયદો સરકારે પાસ કર્યો. પણ એ સવાલ મહારાષ્ટ્રમાં આગળ લાવવામાં વિષ્ણુશાસ્ત્રી પંડિત કારણરૂપ નીવડ્યા. વિષ્ણુશાસ્ત્રી પંડિત ૧૮૬૪ની સાલમાં સરકારી નોકરી છોડી 'ઇન્દુપ્રકાશ' ચલાવતા હતા. તેઓએ 'ઇન્દુપ્રકાશ'માંથી વિધવાવિવાહનો પુરસ્કાર કરવાનું શરૂ કર્યું અને ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના વિધવાવિવાહ પરની ચોપડીનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું એટલુંજ નહિ પણ આ કાર્યની શરૂઆત કરવા સારૂ એમણે ૧૮૬૫માં વિધવા વિવાહ મંડળની સ્થાપના કરી, અને ટુંક સમયમાંજ એક વિધવા વિવાહ કરાવ્યો. આથી મહારાષ્ટ્રમાં ખળભળાટ મચ્યો અને એ પ્રકરણ શંકરાચાર્ય પાસે લઈ જવામાં આવ્યું. ૧૮૭૦માં પુનામાં આ બાબત જબરો શાસ્ત્રવિવાદ થયો, અને તે વખત પૂરતોજ, પણ જુના વિચારવાળાઓનો વિજય થયો. પણ બધા સુશિક્ષિતો સામાન્યતઃ નવા વિચારના હતા તેથી બાળ વિધવાઓને ફરી લગ્ન કરવા હરકત નથી એવો તોડ શંકરાચાર્ય કરવા તૈયાર હતા, પણ સુધારક પક્ષે દરેક વિધવાને પુનર્લગ્ન કરવા છૂટ હોવી જોઈએ એવો આગ્રહ ધર્યાથી તે નિર્ણય થયો નહિ. આથી જુના વિચારનું જોર પુનામાં છે એમ સિદ્ધ થયું, તેમજ નવો વિચાર પણ પુનામાં વધવા લાગ્યો છે તે જણાઈ આવ્યું, તેથી સુશિક્ષિત અને વિધુર છોકરાઓના માબાપોને પોતાના છોકરાઓ માટે બીક પેદા થઈ. ન્યાયમૂર્તિ રાનડે પુનર્વિવાહ પક્ષના હોવાથી તેમની પહેલી પત્ની ગુજરી ગયાં ત્યારે એમના પિતા ગોવિંદરાવજીને, રાનડે પુનર્વિવાહ કરશે એવો ડર લાગ્યો.

ગોવિંદરાવજીનો આ ડર તદ્દન નિરાધાર ન હતો. પણ ગોવિંદરાનડેની મનોસ્થિતિનો જરા પણ વિચાર કર્યો નહિ. રાનડેનો

પોતાની પહેલી પત્ની પર પ્રેમ હતો. તેના મંદવાડમાં તેની ચાકરી કરતાં તેમણે પોતાની પ્રકૃતિની દરકાર કરી નહિ. ગોવિંદરાવે તેમને શોક કરવા પુરતો પણ સમય આપ્યો નહિ. એમણે પુત્ર આગળ બે વાતો મુકીઃ કાં તો તાબડતોબ લગ્ન કરવું અથવા તો ઘર સાથે સંબંધ તોડી નાખવો, એવી ગોવિંદરાવે હઠ લીધી. પોતાનું ઘરબાર છોડવા કરતા પોતાની બાબતમા પ્રિય લાગનારી વાત છોડી દેવી એ વધારે સારૂં, એવો વિચાર કરી, વિવાહ માટે ન્યાયમૂર્તિ રાનડે તૈયાર થયા.

ન્યાયમૂર્તિ રાનડે પોતાની ઇચ્છાનુસાર લગ્ન કરવા તૈયાર થયા. તેથી બીજો કોઇપણ આગ્રહ ગોવિંદરાવજીએ ધર્યો નહિ. વિવાહ સભારંભ જેમ તેમ પાર પડ્યો અને રમાબાઇ એક અફાટ ક્ષેત્રના દ્વાર પાસે આવી ઉભા રહ્યા.

---

## [ ૩ ]

## ન્યાયમૂર્તિ રાનડે

---

રમાબાઇનુ લગ્ન થયુ ત્યારે ન્યાયમૂર્તિ રાનડેની ઉમર બત્રીસ વર્ષની હતી. ન્યાયમૂર્તિ રાનડેની ૧૮૭૧મા સબોર્ડીનેટ જજ તરીકે પુને નિમણુક થઈ. તે પહેલા ૧૮૫૮થી તેઓ ઘણેખરો વખત મુંબઇમાજ રહ્યા. ઉચ્ચ શિક્ષણ લેવા માંડી ટ્રાન્સલેટરની અને એલ્ફિન્સ્ટન કોલેજના અધ્યાપકની જગ્યાએ નોકરી કરતા હતા, ત્યારે મુંબઇની વિચારક્રાન્તિના પ્રવાહમા તેઓ તણાતા હતા. અંગ્રેજી વિદ્યા અને અંગ્રેજી રાજ્યના સહવાસમા તેમજ અંગ્રેજ લેખકોના જે સંસ્કારો સુશિક્ષિત પીઢી પર થયા તેનો પ્રથમ પ્રારંભ મુંબઇમાજ થયો. આ વિચારક્રાંતિ કોઇએક જ્ઞાતિ પૂરિત ન હતી. પારસી, દક્ષણી, ગુજરાતી, પારસ્વત, મુંબઇ તેમજ મુંબઈ બહારના જે કોઇ અંગ્રેજી

રહેણી અને વિદ્યાના સંસર્ગમાં આવ્યા હતા, તે બધાઓમાં તે નજરે પડતી.

અંગ્રેજી અને હિંદુઓ વચ્ચેનો મુખ્ય તફાવત આ સુશિક્ષિત વર્ગની નજરમાં પ્રથમ આવે એ સ્વાભાવિક છે. અંગ્રેજોએ સાત સમુદ્રો ઓળંગી અહિં આવી હિંદુસ્તાનનું રાજ્ય મેળવ્યું અને આપણે હિંદીઓ કુપ મંડુક વૃત્તિથી આપણને હિંદમાંજ પૂરી લઇએ છીએ. એટલું જ નહિ પણ જો કોઈ પરદેશ જવા નિકળે તો તેને જ્ઞાતિમાથી બહિષ્કૃત કરવા તૈયાર થઇએ છીએ, એ વાત સુશિક્ષિત વર્ગને ન ગમી. જેમ સાત સમુદ્રો ઓળંગવાનું અંગ્રેજોના સાહસનું સુશિક્ષિતોપર જેવું પરિણામ થયું છે તેવું જ મિશનરીઓના દીર્ઘોદ્યોગનું પણ થયું. છોકરા છોકરીઓના શિક્ષણના કામમાં અને ધર્મ પ્રસારના કામમા મિશનરીઓ જે ભાવથી પ્રયત્નો કરતા તે જોઇ તે વખતના સુશિક્ષિતોમા એવા પ્રયત્નો કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પણ તે સાથે આપણો ધર્મ નિર્જીવ છે એમ તેમને લાગ્યું. અંગ્રેજોની આ સાહસવૃત્તિ પેઠેજ તેમના અંગ્રેજ કુટુંબમા દેખાતું મનનું છુટાપણું અને પતિપત્ની વચ્ચેના સરખાપણાના સંબંધથી સુશિક્ષિત લોકોનું મન તે તરફ ખેચાયું. અંગ્રેજોની રહેણીમાં દેખાતો ઉલ્લાસ અને તેમના નાટક, નવલકથાઓમાં દોરેલાં સંસારનાં રમ્ય ચિત્રોથી સુશિક્ષિતોના મન ગુંગળાઇ જતાં, પોતાના સમાજની સ્થિતિ તેમને એથી તદ્દન ઉંધી દેખાતી. આપણામા સાહસ નથી, દીર્ઘોદ્યોગ નથી, સંસારમાં આનંદ નથી, સ્વાતંત્ર્ય નથી એવું એમને લાગવા લાગ્યું.

આ સ્થિતિમાંથી પોતાના સમાજને ઉંચે લાવવાની કયા જુવાનીઆને સ્ફૂર્તિ ન આવે. એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી બહાર પડતા તરૂણોનાં મન આવા વિચારોથી પરિપૂર્ણ હતાં. રાનડે આ કામે લાગ્યા. જગન્નાથ શંકરશેઠના પ્રયત્ને છોકરીઓનાં શિક્ષણનો [illegible]ની સાલમાં નહિ જેવી શરૂઆત થઈ હતી; અને તે વખતના [illegible] તેવી એક્ટર્નો ના પણ બની હતી. એલ્ફીન્સ્ટન કૉલેજ-

માથી બહાર પડેલા તરૂણોએ પોતાના અધ્યાપકોના પ્રોત્સાહનથી 'જ્ઞાન પ્રસારક સભા' અને 'સ્ટુડન્ટસ્ સાયન્ટીફીક અને લીટરરી સોસાઇટી' ની સ્થાપના કરી, નવા વિચારો ફેલાવાનુ તેમજ છોકરીઓના શિક્ષણનુ કામ હાથ ધર્યું આ મડળમા બધી જ્ઞાતિઓના તરૂણ હતા પારસી અને હિંદુ છોકરીઓના શિક્ષણનો આરંભ વ્યવસ્થિત રીતે કરવાનુ માન 'સ્ટુડન્ટસ સાયન્ટીફીક અને લીટરરી સોસાઇટી' ને પ્રાપ્ત થાય છે ૧૮૫૧ મા પારસી સમાજે પોતાની છોકરીઓના શિક્ષણની જુદી વ્યવસ્થા કરી

ન્યાયમૂર્તિ રાનડે ૧૮૫૮ મા મુબઇ ભણવા આવ્યા ત્યારે સુશિક્ષિતોના મન ખેચનારી એક વાત પડિત ઇશ્વરચદ્ર વિદ્યાસાગરના પ્રયાસથી બની મુબઇ પહેલા કલકત્તામા અગ્રેજી સસ્કૃતિનો પરિચય થયો, અને તેથીજ મુબઇ પહેલા સ્ત્રી શિક્ષણ, વિધવા વિવાહ, પરદેશગમન, નવધર્મમત, એ બાબતો પણ ત્યાજ પહેલા પ્રચારમા આવી પડિત ઇશ્વરચદ્ર વિદ્યાસાગરે ૧૮૫૪ મા ચોપડી લખી વિધવાઓની કનડગતની કલ્પના સુશિક્ષિતોને કરાવી એમના પ્રયાસથી તા ૨૫ મી જુલાઇ ૧૮૫૬ ના દિવસે વિધવાવિવાહનો કાયદો સરકારે પાસ કર્યો આ કાયદો થયા પછી મુબઇના સુશિક્ષિતોનુ ધ્યાન પુનર્વિવાહ તરફ ખેચાયુ ગુજરાતી ભાટિયા સમાજમા તેમજ પારસી સમાજમા નવા વિચારાનુસાર આચારક્રાન્તિ દક્ષણી સમજ કરતા પહેલી થઇ હતી તે વખતે ન્યાયમૂર્તિ રાનડે કૉલેજમા ભણતા હતા તેમના મનપર તેની અસર થઇ તેઓ 'જ્ઞાન પ્રસારક સભા' મારફત વિચાર પ્રવર્તનમા અને 'સ્ટુડન્ટસ સાયન્ટીફીક અને લીટરરી સોસાયટી' મારફત સ્ત્રી શિક્ષણની ચળવળમા ભાગ લેતા હતાજ. વિષ્ણુશાસ્ત્રી પડિત મુબઇ આવી ૧૮૬૪ મા 'ઇન્દુપ્રકાશ' છાપુ લખવા લાગ્યા ત્યા સુધી પુનર્વિવાહના પ્રશ્નને જોર નહોતુ, વિધવાવિવાહને ઉત્તેજન આપવાની આ ચળવળમા ન્યાયમૂર્તિ રાનડે પૂર્ણપણે ભાગ લેતા ગ બ ગોપાળ હરિ દેશમુખ

છે એમ ન્યાયમૂર્તિથી કહેવાતું નહોતું. શાસ્ત્રીઓ અને પંડિતો વાદ-વિવાદમાં ટકાવ કરી શકશે નહિ એમ તેઓ જાણતા હતા, પણ પુનર્વિવાહ કરવો એ જનસમાજના મતથી વિરુદ્ધ છે, એવી પણ તેમને પૂર્ણ જાણ હતી. પોતાના પ્રમાણિક મતને, કે વડીલોના મતને વધારે માન આપવું એવી ગુંચવણમાં ન્યાયમૂર્તિ રાનડે ગોવિંદરાવની હઠ પછી આવી પડયા. પુનર્વિવાહ કરવા તૈયાર થવાનો હેતુ અનાથ બાળાઓના દુઃખનું નિવારણ કરવાનો હતો. એ દુઃખનું નિવારણ કરતાં, પોતાને, પોતાના કુળને તેમજ છોકરાં છૈયાંઓને સામાજિક બહિષ્કારની છાળમા ધકેલી મૂકવામા શો અર્થ ? સમાજના બહિષ્કારના પરિણામ કેવાં દુઃખદ હોય છે તેનો અનુભવ રા. બ. ગોપાળ હરિ દેશમુખને ૧૮૭૦ ના અરસામા થએલો તેમણે જોયો હતો. ગોપાલ હરિ પુનર્વિવાહની નાતમા જમ્યા; તે માટે જો તેઓ પ્રાયશ્ચિત ન લે તો તેમની છોકરીઓને ઘરમાથી કાઢી મુકવામાં આવશે એવી હઠ તેમની વેવણે લીધી, છેવટે દીકરીના સુખ તરફ જોઇ ગોપાળ હરિએ પ્રાયશ્ચિત લેવાનું કબુલ કર્યું. આ ત્રાસ કરતાં પણ પોતાની ઇચ્છાનુસાર વર્તવું એ ભાવનાને વધારે ગણવી કે પિતાના મનને સંતોષવું એ મહત્વનો પ્રશ્ન ન્યાયમૂર્તિ રાનડે આગળ ઉપસ્થિત થયો હતો. આ કર્તવ્યની લડાઇમા એમણે છેવટે પિતાના મનને સંતોષવાનું નક્કી કર્યું.

પિતાની ઇચ્છાને ન્યાયમૂર્તિએ માન આપ્યું, તે કાંઇ પોતાના મનની નબળાઇને અંગે નહિ, પણ પિતાની ઇચ્છાને માન આપવાનું કર્તવ્ય એમને શ્રેષ્ઠ લાગ્યું તેથીજ તેમણે તદનુસાર કરવું ઉચિત ધાર્યું. પિતાની ઇચ્છાને માન નહિ આપવું એવું જો મન કઠોર કરી મનમાં આણ્યું હોત તો ગોવિંદરાવજીની હઠ ક્યાં સુધી ચાલત ? પોતાની મરજી પ્રમાણે વર્તવા જેવી સ્થિતિમા તે હતા. પણ તેમણે જાણી-બુઝીને પિતાની આજ્ઞાને માન આપવાનું ઠરાવ્યું. ગોવિંદરાવજીના કહેવા પ્રમાણે ચાલવાનું નક્કી કર્યા પછી પોતે શું કરવું તે પણ તેમણે નક્કી કર્યું.

હાથમાં હતું. તે તેમણે બહુ ધીરજથી, ઉલ્લાસ અને કુશળતાથી કર્યું; તેથી રમાબાઈના મનોહર ઉદ્યાનરૂપી ચરિત્રમાં વિહાર કરવાનું ભાગ્ય આપણને મળ્યું છે.

## [૪]
## શિક્ષણમાં અડચણો

સંસારમા આપણે જે કાઇ કરીએ છીએ તે બધું કાઇ સફળ થતું નથી; પણ આપણે જે કામ કરીએ છીએ તેની જો પ્રશંસા થાય તો આપણને નવું કામ કરવાનો ઉત્સાહ મળે છે. સંસારમા નિકટનો સંબંધ પતિપત્નીનો છે. ગૃહિણી તરીકે, પત્ની સંસારમા મહેનત કરીને તેને સુંદર અને વ્યવસ્થિત બનાવે છે, તેની પ્રશંસા જો પતિ ન કરે તો પોતાની બધી મહેનત ફોગટ થઇ એમ દરેક સ્ત્રીને લાગે છે. પતિ નવા નવા ઉદ્યોગ હાથ ધરે છે, એમાં જો પત્ની તરફથી ધીરજ અને સહાનુભૂતિ ન મળે તો તેનું મન ઉદાસ થયા વિના રહેતુ નથી. એટલા માટે જ પતિપત્નીના આચારવિચાર અને ઉમરમાં સરખાપણુ હોવુ જોઇએ.

આ વિચાર હિંદુસ્તાનના લોકોના મનમા આવ્યા ન હતા એમ નથી. ખુદ હિંદુ લોકોની વિવાહપદ્ધતિનો વિચાર કરીએ તો જણાઇ આવશે કે પતિપત્નીમા અનુરૂપતા ઉત્પન્ન થાય એવો જ વિવાહનો સિદ્ધાત છે. પણ લોકોના આચરણમા તે બાબત ઉતરતી ન હતી, અને આજ પણ ઉતરતી નથી. પરંતુ અંગ્રેજી શિક્ષણ દાખલ થયા પછી જુના લોકોના અને નવશિક્ષિત તરૂણોના વિચારમાં ફેર પડ્યો. કષ્ટમય સંસારમા આનંદ ઉત્પન્ન કરવા સારૂ જો પતિપત્નીમા સરખાપણાની લાગણી ઉત્પન્ન કરવી હોય તો બાળવિવાહની રીત બંધ કરવી જોઇએ, અને સ્ત્રીઓને સુશિક્ષિત કરવી જોઇએ, એવું તે વખતના નૂતન

શિક્ષિત તરુણોને લાગતું. ન્યાયમૂર્તિ રાનડે આવાજ વાતાવરણમાં ઉછરેલા હતા. એમણે પોતાની પહેલી પત્નીને લખતાં વાંચતાં શીખવ્યું હતું.

પિતાની ઇચ્છા પ્રમાણે બીજું લગ્ન કરવાનું નક્કી થયા પછી નાની ઉમરના અને અશિક્ષિત રમાબાઈ સાથે વિવાહ થયો માટે ન્યાયમૂર્તિ રાનડે મનમાં દુઃખી થતા નહિ. એમણે જ્યારે જાણ્યું કે રમાબાઇને શિક્ષણની ગંધ પણ નથી, ત્યારે પોતે સ્લેટ, પેન લાવી, શ્રી ગણેશાય નમઃ નો પાઠ રમાબાઇને આપ્યો. રોજ રાત્રે રમાબાઇને ભણાવવામા ન્યાયમૂર્તિ રાનડે બે કલાક ગાળતા. પંદરમે દિવસે જ્યારે રમાબાઇએ બાળપોથીમાંનો પાઠ વાંચી બતાવ્યો ત્યારે તેમને બહુ સમાધાન થયું.

ન્યા. રાનડેએ ધીરજથી રમાબાઇને ભણાવવાનું આરંભથી શરૂ કર્યું; અને થોડા દિવસમાજ રમાબાઇએ ન્યા. રાનડેને બતાવી આપ્યું કે તેમનો શ્રમ સાર્થક થાય છે. રમાબાઇનું લગ્ન જે સ્થિતિમાં થયુ તે સ્થિતિમા જો રમાબાઇને શિક્ષણનો કંટાળો હોત, અગર ન્યા. રાનડે ને જીવનમાં ઉદાસીન હોત તો "પ્રથમ ગ્રાસે મક્ષિકા પાતઃ" એ ન્યાયે આ મોટી અડચણ ઉત્પન્ન થાત. પણ સારા નસીબે આ અડચણ ન આવતાં રમાબાઇનો શિક્ષણક્રમ શરૂ થયો. પણ રમાબાઇને ઘરમાંની સ્ત્રીઓનો વિરોધ સહા કરવો પડયો. આ વિરોધ આગળ ઉપર એટલો બધો ત્રાસદાયક નીવડયો કે જો, ન્યા. રાનડેની બદલી નાશક ન થઇ હોત તો તેમના સ્થિર મનનો નિશ્ચય પણ મંદ થઇ જાત.

તે વખતના લોકોની મનોસ્થિતિ-જોઇએ તો રમાબાઇને ઘરમાંથી જે ત્રાસ થતો તે કેવળ સ્ત્રીબુદ્ધિથી તેમને સહન કરવો પડયો એમ કહી શકાય. રમાબાઈનાં કોઈ ભણ્યાં-એટલે તેમને વૈધવ્ય પ્રાપ્ત થયું. જો વૈધવ્યમાંથી બચવું હોય તો ભણવું નહિ; એવા કારણથી રમાબાઈની નણંદ અગર તો તાઈસાસુ તેમની વિરુદ્ધ વર્તન કરતાં

નહિ ત્યા. રાનડેને ગોવિંદરાવે પહેલી પત્નીને ભણાવતા કોઈ દિવસ વિરોધ કર્યો ન હતો, એટલુજ નહિ પણ ગોવિંદરાવે પોતાની બીજી પત્ની અને દીકરીને લખતા વાચતા શીખવ્યુ હતુ, અને પોતાને લખતા વાચતા આવડે છે તેનુ તે બેઉને અભિમાન હતુ.

રમાબાઈ ૧૮૮૪ મા અંગ્રેજીમા ભાષણ આપી ઘેર પાછા આવ્યા ત્યારે તાઇસાસુએ રમાબાઇને પોતાના વિરોધમા એવું બનાવ્યુ કે "સ્ત્રીઓને ભણાવવાથી તેઓ ઉદ્ધત બને છે. તેમની આખમા શરમ રહેતી નથી. આ વાત શુ ખોટી છે? ભણવુજ હોય તો વ્યકટેશ સ્તોત્ર, શિવલીલામૃત, જેવુ કાઇક વાચતા આવડે એટલે બસ પુરૂષો જેવુ અગ્રેજી ભણીને સ્ત્રીઓને શુ નોકરી કરવી છે?" "તારા માબાપ કેવી સારી ચાલના છે, તેમને જોયાથી આનદ થાય છે. એમને ઘેર સ્ત્રીઓએ મરાઠી ભણવાની પણ રીત નથી તો પછી અગ્રેજીની વાત શી? પણ તારી તો વાત મરાઠીથી પણ વધારે" એવી રમાબાઇના નણદની તકરાર હતી

સ્ત્રીઓ ન ભણે તો તો સારૂજ, પણ જો ભણે તો પોથી-પુરાણો વાચવા જેટલુ ભલુ થયુ વધારે ભણી શુ એમને નોકરી કરવી છે? એવી તે વખતની એકલી સ્ત્રીઓની જ નહિ પણ પુરૂષોની પણ માન્યતા હતી. તેમને પોતાની દિકરીઓ મડઓ બનશે, સ્વેચ્છાચારી થશે એવી પણ બીક હતી રમાબાઇએ ભરસભામા, પુરૂષોમા, પોતાના ધણી સામે ન શરમાતા ભાષણ કર્યું એથી વધારે સ્વેચ્છાચારી બીજું શુ હોય એમ રમાબાઇના 'તાઇસાસુ' રાનડેને સમજાવતા ને સમયમા આ બીક કાઇ 'તાઇસાસુ' નાજ એકલા મનમા હતી એમ નહિ. ડૉક્ટર આનદીબાઇ જોશીને ભણવામા રમાબાઈ કરતા પણ વધારે ત્રાસ, અને તે પણ પુરૂષવર્ગ તરફથી ખમવો પડ્યો હતો.

ડૉક્ટર આનંદીબાઇ જોશીને ભણવામા આવેલી અડચણો જોઇએ તો તે પુરૂષો તરફથીજ વધારે હતી. ડૉક્ટર આનંદીબાઇ જોશીના માતાપિતા જોઇશુ તો છોકરીઓએ ભણવું નહિ એવા

મતનાં ન હતાં. ડૉક્ટર આનંદીબાઇ જોશીને તેમના પિતાએ નિશાળે મૂક્યા હતા, અને એક દિવસ ડૉક્ટર આનંદીબાઈ નિશાળે ન ગયા તેથી તેમને તેમની માએ માર્યા પણ હતા. પણ લગ્ન પછી ગોપાળરાવ જોશી—ડૉક્ટર આનંદીબાઇના પતિ, આનંદીબાઇને ભણાવે છે એવી ખબર જ્યારે એમના પિતાને મળી ત્યારે તેમણે ગોપાળરાવ જોશીને એ વાત છોડી દેવા સારૂ બીજા મારફત કહેવડાવ્યું, પણ ગોપાળરાવ જોશી, સ્ત્રીશિક્ષણના હિમાયતી હોવાથી મધ્યસ્થિનોનું કાંઈ ચાલ્યું નહિ. ગોપાળરાવ જોશીના પિતા જ્યારે મુંબાઈ આવ્યા ત્યારે ડૉક્ટર આનંદીબાઇ ગીરગામની મિશનરી શાળામાં ભણવા જતા. તેઓ બુટ મોજાં પહેરી રોફમાં જતા. વહુનો આ રોફ ગોપાળરાવના પિતાને ના ગમ્યો. તેમણે ગોપાળરાવને કહ્યું, "સ્ત્રીજાતને આટલુંબધું ભણી શું કરવું છે? તેમને સાધારણ પોથીઓ વાંચતા આવડે એટલે બસ." "સ્ત્રીઓને અંગ્રેજી ભણી કાંઇ નોકરીઓ મેળવવા જવાનું છે? આપણા ગરીબની સ્ત્રીને હમણાંથીજ આવી છૂટથી વર્તવા દઇએ તો આપણો સંસાર શી રીતે ચાલે? સ્ત્રી જાતને સ્વાતંત્ર્ય અને વિદ્યા શા કામના? તેમની વિદ્યા એટલે આપણે ઘરમાં જે કાંઇ લાવી આપીએ તેની સારી વ્યવસ્થા કરવી એટલીજ. સ્ત્રીઓ ભણે તો પછી પુરુષોને શું કરવાનું અવશેષ રહ્યું? અને એમનું ઘરનું કામ કોણ કરશે?" અર્થાત્ પિતાના આ વિચારો ગોપાળરાવને ન ગમ્યા. એ વાત એક તરફ રાખીએ પણ તેમનાથી અલીબાગ, કોલ્હાપુરના સ્નેહી અને નિંદા કરનારાઓ તરફથી થતી ખરાબ ટીકા સહન થઇ શકી નહિ. એથી એમણે મહારાષ્ટ્ર છોડી કલકત્તે નોકરી લીધી. ત્યાં પણ નિશાળમાં જઇ ભણતાં કોલ્હાપુર, મુંબાઇ કરતા ડૉ. જોશીને વધારે ત્રાસ થવા લાગ્યો; એટલે છેવટે ગોપાળરાવે ડૉ. આનંદીબાઇને ૧૮૮૧ માં ૧૬ વર્ષની ઉમરે ડૉક્ટરી લાઇનનો અભ્યાસ કરવા સારૂ અમેરિકા એકલાને જ મોકલવા સાહસ ખેડ્યું.

ગોપાળરાવ જોશી સ્ત્રી શિક્ષણના પક્કા હિમાયતી હતા, અને એમણે ડૉક્ટર આનંદીબાઈને મનનો નિગ્રહ કરી તેમજ કષ્ટ વેઠી અમેરિકા મોકલ્યા પણ એમને મોકલ્યા પછી તેઓ ત્યા ધર્માંતર કરશે કે શુ, સ્વૈરાચારી બનશે કે શુ એવી બીક એમને હમેશ લાગતી ગોપાળરાવ જેવાના આવા વહેમી સ્વભાવથી ડૉ આનંદીબાઈને અમેરિકામા ઘણો ત્રાસ ખમવો પડ્યો તે વખતે સુશિક્ષિત વિધુરોના પિતાઓને પોતાનો છોકરો પુનર્વિવાહ કરશે કે શુ એવી જેમ બીક લાગતી હતી તેમજ સ્ત્રીઓ ભણશે તો મડમો બનશે કે શુ એવી બીક બધા સ્ત્રી પુરુષોને લાગતી

સ્ત્રીશિક્ષણ અને પુનર્વિવાહ તરફ તે વખતના નવ શિક્ષિત તરુણો એક દૃષ્ટિથી જોતા તો જુના વિચારવાળા જુદીજ દૃષ્ટિએ જોતા સંસારમા પ્રેમ અને આનંદ ઉત્પન્ન કરવાના હેતુથી નવશિક્ષિત તરુણોએ સ્ત્રીશિક્ષણ અને પુનર્વિવાહની ચળવળો હાથ ધરી હતી. આ બાબતમા નવશિક્ષિતો સાથે વાદવિવાદમા જુના વિચારવાળા ટકી શકતા ન હતા બાળવિધવાઓને વિવાહ કરવા હરકત નથી એવી ૧૮૭૦ ના અરસામા શંકરાચાર્યે પણ સંમતિ આપી સ્ત્રીઓ હિસાબ રાખવા જેટલુ તેમજ પોથીપુરાણો વાચવા જેટલુ ભણે તો તે વખતના સમજુ માણસોને હરકત ન હતી નવશિક્ષિત જે અડચણો બતાવતા તે દૂર થવી જોઈએ એમ તેઓ કબુલ કરતા, પણ એથી આગળ વધવા તેઓ તૈયાર ન હતા છોકરીઓને છોકરાઓ માફક ભણાવવી અગર વિધવાઓના પુનર્વિવાહ કરવા એ સારૂ નથી જે આપણી સંસ્કૃતિ વિરુદ્ધ છે એમ એમને લાગતુ પણ એમ લાગવાનુ શુ કારણ છે તે તે પોતે પણ જાણી શકતા ન હતા તો પછી નવ શિક્ષિતોનુ તો શાનુ સમાધાન કરી શકે ? અંગ્રેજી શિક્ષણ અને પુનર્વિવાહ એ અજ્ઞાત સંકટો આપણા સંસારના સમાધાનપર હલ્લો કરી રહ્યા છે એવી તે વખતના જનસમાજની સામાન્યત માન્યતા હતી આ અજ્ઞાન સંકટોમાથી પોતાનો સંસાર બચાવવા દરેક પ્રયત્નો કરતા

આવી સ્થિતિમાં રમાબાઈ અંગ્રેજી ભણવા લાગ્યાં. રમાબાઈને આ અજ્ઞાન સંકટથી પરાવૃત્ત કરવા તેમના ઘરની સ્ત્રીઓ કોઈ દિવસ મી. શબ્દનો ઉપયોગ કરતી બીક અને મી. શબ્દનો કાંઈ ઉપયોગ થતો નથી એમ જણ્યું એટલે તેઓ રમાબાઈને એક બહિષ્કૃતી માફક રાખી મ્હેણા પણ મારતા. ૧૮૭૫ માં જ્યારે ગોવિંદરાવ ગુજરી ગયા ત્યારે ન્યા. રાનડે નાગપુરનું રહેઠાણ કાઢી નાખી પોતાની માવડી મા અને સાવરમ ભાઈઓને પુને લાવ્યા. ન્યા. રાનડેના સાવરમ ભાઈ આશરે અને બાળા રમાબાઈની ઉમરના હતા. તેઓને તે વખતે અંગ્રેજી ભણતા જોઈ પોતે પણ અંગ્રેજી ભણવું એમ રમાબાઈને લાગવા લાગ્યું. એમણે પોતાની ઈચ્છા ન્યા. રાનડેને જણાવી. રમાબાઈએ પોતેજ અંગ્રેજી ભણવાની ઈચ્છા જણાવેલી જોઈ ન્યા. રાનડે ખુશી થયા. એમણે તત્કાળ રમાબાઈને અંગ્રેજી ભણાવવા માંડ્યું. અંગ્રેજી લિપિ એમને આવડયા પછી એક દિવસ ઓસરી વાળતા એમને અંગ્રેજી લખેલો કાગળ જડયો. કૌતુકથી તેમણે ઉપાડી લઈ અક્ષરો વાંચવા માંડયા. કેરી નજીવી બાબત, પણ બીકથી કે મીજાજથી રમાબાઈ આપણું કહેવું માનતા નથી એમ જોઈ ચીડાએલા નણંદ ગર્જ્યાં "આવા ઢંગ તમને નહિ પાલવે. જે કાંઈ ચાળા કરવા હોય તે મેડે કરજો. અહિં આવું અમારૂં અપમાન અમને નહિ ગમે."

૧૮૮૧ ના અરસામાં ન્યા. રાનડેને સતારા જીલ્લામાં ફરવાના કામપર જવું પડયું. એમણે રમાબાઈને અંગ્રેજી ભણાવવા મીસ હર્ફર્ડને રાખ્યા. મીસ હરફર્ડ ભણાવી પાછા જાય એટલે ઘરમાન બૈરાં મ્હેણાં કે એમને એમ આવી અમારા ઘરમાં ભ્રષ્ટાચાર કરશો નહિ. આવા બોલથી કંટાળી રમાબાઈને બપોરે કુવા ઉપર થંડા પાણીએ નહાવું પડતું. આમ થોડા દિવસ ચાલ્યા પછી એમના દિએર ભાભાએ આ હકીકત ન્યા. રાનડેને જણાવી. એટલે ન્યા. રાનડેએ ઘરમાં બૈરાઓની ઝાટકણી કાઢી તેથી રમાબાઈનું ઠંડા પાણીનું નહાવું મટી કપડાં બદલી રમાબાઈને ઘરમાં આવવાની છૂટ થઈ.

૧૮૮૨ મા પંડિતા રમાબાઈ પુને આવ્યા તેઓ પણ રમા
બાઈની માફક મીસ હરફર્ડ પાસે અગ્રેજી ભણવા લાગ્યા ઘરમાથી
બીઓ પંડિતા રમાબાઈ માટે ખરાબ બોલી રમાબાઈના મનને દુખ
વામા પાછા પડતા નહિ

ભણવામા આવો અસહ્ય ત્રાસ હતો તોપણ રમાબાઇએ
પોતાના પિતાનો ઉપદેશ મન આગળ ધરી તે બધો શાત રીતે
સાખ્યો રમાબાઈ જ્યારે પ્રથમ સાસરે આવવા નિકળ્યા ત્યારે તેમના
પિતાએ એમને પાસે લઈ ઉપદેશ કર્યો કે "જો, તુ સાસરે જાય
છે અગા સાવકાઓનુ ઘર રહ્યુ, વળી ઘરમા દસ જાતના માણસો
રહ્યા તુ મારી દિકરી છે, આપણા કુલીન ઘરને શોભે એવી રીતે
આચરજે તને ગમે એટલો ત્રાસ થાય તોપણ સહન કરજે પણ
નોકરને સુદ્ધા સામો જવાબ આપતી નહિ આ એક, અને બીજુ,
તારા મનને અસહ્ય દુખ થાય તોપણ તુ પોતે કોઈની ચાડી તારા
પતિ પાસે કરતી નહિ ચાડી કર્યાથી ઘરનોજ નહિ પણ ગન્મ્યનો
નાશ થાય છે મારે દૂ દૈ દુ તે વ્રત બરાબર પાળજે એટલે તને
કોઈ દિવસ કંઈ ઓછુ પડશે નહિ તુ નસીબદાર છે સહન કરવાનું
તુ શીખ એટલે તારી કિમત થશે અને અમારા કુળમા જન્મ્યાનુ
સાર્થક થશે આ મારૂ કહેવુ ધ્યાનમા રાખ આથી ઉંધી ચાલીશ
તો હૂ ફરીથી કોઈ વખત તને પાછી મારી પાસે બોલાવીશ નહિ."

રમાબાઇએ પિતાનો ઉપદેશ પોતાના આચરણમા પુરેપુરો
ઉતાર્યો આ કહેવુ હવે જેટલુ સહેલુ છે એટલુ તેમને આ પ્રમાણે
આચરણ કરતા કઠણ પડ્યુ. આમા અને બામાનો આધાર તેમજ
ન્યા. રાનડેના સાથનો, તેમના નમ્ર મનને મળતો પ્રેમાળ વિચારના
લોગથી તેમણે ઘેર રહીને ત્રાસ સહન કરી વગર પંડીના દસ વર્ષમા
શિક્ષણના માર્ગમા તેઓ ઘણાજ આગળ વધ્યા.

[ ૫ ]

## સાર્વજનિક કાર્યની તપશ્ચર્યા.



સન ૧૮૮૧ માં ન્યા. રાનડેની મુંબાઈથી પુને પ્રિન્સિપાલ મદર અમીનની જગ્યાએ નિમણુંક થઈ. અને ૧૮૯૩ માં તેમને મુંબાઈની હાઈકોર્ટના ન્યાયાધિશ થવાનું માન મળ્યું. આ બાર વર્ષમાં ન્યા. રાનડેને પુના, મતારા, સોલાપુર અને અહમદનગર જીલ્લાઓમાં ફરવાનુ કામ અને આગળ ૧૮૮૬ માં કમિટીનું કામ કરવું પડયું. તેથી ન્યા. રાનડે અને રમાબાઈનો મુકામ પુને કાયમનો રહેતો ન હતો. પણ એમના ઘરનાં માણસો આ બાર વર્ષમાં પુનેજ રહેતા અને ન્યાયમૂર્તિ અને રમાબાઈના સાર્વજનિક કાર્યનું ક્ષેત્ર પણ ઘણુંખરૂં પુના જ હતું.

રમાબાઈના લગ્ન વખતનું એટલે ૧૮૭૩ ની સાલનું પુના, અને ન્યાયમૂર્તિ રાનડેએ હાઈકોર્ટ જજ તરીકે મુંબાઈ પ્રયાણ કર્યું તે વખતનું પુના એ બેમાં આ વીશ વર્ષના ગાળામાં ઘણોજ ફેર પડયો હતો. સ્ત્રી શિક્ષણ, પુનર્વિવાહ, સાર્વજનિક કામોમા સ્ત્રીઓએ ભાગ લેવો એ બાબતોનો ૧૮૭૩ માં પુનામાં પ્રતિધ્વનિ થતો હતો. પણ ૧૮૯૩ માં એ બાબતનો પુરસ્કાર કરનાર અને તેવીજ રીતે આચરણ કરનાર એક વર્ગ પુનામા નજરે પડતો હતો. સ્ત્રીઓને ભણવાનું ગમવા લાગ્યું. તેમનામાં સંઘટના ઉત્પન્ન થવા સારૂ સાર્વજનિક કાકા ઉર્ફે ગણેશ વાસુદેવ જોશીએ ૧૮૭૦ ની સાલમાં 'સ્ત્રી વિચારવતી' સભા સ્થાપી હતી. આ સભા મારફત નવા વિષ્ણુનાં મંદિરમાં દર વર્ષે ચૈત્ર માસમાં હળદર કંકુનો મેળાવડો થતો હતો, અને એજ પ્રસંગે ભાષણો, વ્યાખ્યાનો ગોઠવવામાં આવતાં. આ સભા મારફત થનારા"હળદર કંકુના સમારંભોમા રમાબાઈ આગળ પડતો ભાગ લેતાં. પણ આ સભા જ્યારે સાર્વજનિક

કાકાએ સ્થાપી ત્યારે પુરુષોમા આ વિચારને પણ સ્થાન નહોતું ત્યા 'સ્ત્રી વિચારણી' સભાની શી જરૂર ? એમ 'જ્ઞાન પ્રકાશે' ઉદ્ગાર કાઢ્યા હતા પણ ૧૮૯૩ ના અરસામા ચાર પાચ વરસે પ્રિ આગરકરના 'સુધારક' છાપાએ આ વાતનો પુરસ્કાર કર્યો હતો "જે તત્વો અનુસરવાથી બીજા રાષ્ટ્રો વધારે અને વધારે સુધરતા જાય છે તે જ તત્વો આ સુધારક મહારાષ્ટ્રના લોકો આગળ લાવશે એમ કરતા આજ તેને જે લોકમતો પુરેપુરા જોસમા છે તે લોકમતની વિરુદ્ધ જવુ પડશે તેથી તેને ઘણુ વેઠવુ પડશે" એ જાણવા છતા પણ પ્રિ આગરકરે ૧૮૮૮ થી નવા તત્વો બહુજ કાળજીપૂર્વક પોતાના છાપાદ્વારા લોકો આગળ મુકવાની શરૂઆત કરી મિલના ગ્રથો તે નવા વિચારોના આધારભૂત ગ્રંથો ગણાય આ ગ્રથોની વિચારશ્રેણીની જેમ પ્રિ આગરકર ઉપર અસર થઈ હતી તેમજ તે વખતની તરુણ પીઢીપર એંગ્લો ઈન્ડિયન કે નાસ્તિકવાદી દૃષ્ટિ વગેરેના મનપર પણ થઈ હતી મીલના ગ્રથો અને પ્રિ આગરકરના અંતરના લખાણોથી તે વખતની તરુણ પીઢીના વિચારોને કઈ રીતનુ વલણ મળ્યુ હતુ તેનો દાખલો પ્રો કર્વેએ ૧૮૯૨ મા રેગનર પ્રાંજ્પેને કેના ઉપદેશમા જોવા મળે છે પત્નીને નિશાળે મોકલવી પુનર્વિવાહ કરવો નાની ઉમરમા લગ્ન ન કરવુ, નૈમિક મોટી ઉમરે નાની બાળા સાથે લગ્ન ન કરવુ એથી જો વડી લોને ખોટુ લાગતુ હોય તો ઈલાજ નથી એમ સમજી પોતાને ગમતો માર્ગ સ્વીકારવો એવો પ્રો કર્વેએ રેગનર પ્રાંજ્પેને ઉપદેશ કર્યો હતો એનો રેગનર પ્રાંજ્પેએ પ્રોફેસર કર્વેના આત્મવૃત્તાંતની પ્રસ્તાવનામા ઉલ્લેખ કર્યો છે

સન ૧૮૭૩ ને ૧૮૯૩ આ વીસ વર્ષમા મીલને માનનારા, અને લોકોમા દૃઢ થએલા વિચારો સામે થવા તૈયાર એવા માણસો આગળ આવ્યા હતા આજ વખતે નૂતન મતવાદી તરુણોના આ હુમલાઓથી સ્વસંસ્કૃતિનુ રક્ષણ કરવાની બુદ્ધિથી કેટલાક લોકો આગળ

આવ્યા હતા. કૈલાસવાસી વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે નવ મતવાદીઓનો હિંદુ સંસ્કૃતિ પરનો આ હલ્લો પાછો પાડવા, પ્રથમ શરૂઆત કરી આ હલ્લો અનેક રીતે થતો હતો. ખ્રિસ્તી મીશનરીઓ ધર્મની બાજુથી હલ્લો કરતા હતા, લોકહિતવાદીઓએ શાસ્ત્રી પંડિતો સામે હથીઆર ઉપાડ્યું હતું કેટલાક અંગ્રેજી વાઙ્મયના ઉપાસકોએ મગરી કાન્યપર ગીમ શરૂ કરી હતી, અને 'સુધારક' સમાજના આ ચાર વિચાર પર કઠોર પ્રહાર કરવાનું શરૂ કર્યું હતું આ હલ્લાઓનો પ્રતિકાર કરનાર એક રાષ્ટ્રાભિમાની વર્ગ કૈલાસવાસી વિષ્ણુશાસ્ત્રીએ તૈયાર કર્યા અને તેનું કામ લોકમાન્યે આગળ ધપાવ્યું હિંદુ સંસ્કૃતિ વિચારની કસોટીએ અંગ્રેજીની બરાબર છે, એટલુંજ નહિ પણ તે અંગ્રેજી સંસ્કૃતિ કરતા પણ વધારેજ છે, એવું ગીતારહસ્યમા લોકમાન્યે સપ્રમાણ બનાવી આપ્યું છે કૈલાસવાસી, વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે આરંભેલા આ કાર્યની અમર ડૉક્ટર આનંદીબાઈ જોશીના મન ઉપર ઘણીજ થએલી દેખાઈ આવે છે

ન્યા તકરારમા ન્યા ગનડેને નગારાની પેરે બેઉ બાજુથી ટીકા સહન કરવી પડતી ન્યા ગનડેને સ્વસંસ્કૃતિનું અભિમાન હતું પણ તે સંસ્કૃતિની વિચારશ્રેણી અને ચાલુ આચરણનો મેળ ન બેસવાથી આચરણમા ફેરફાર કરવો એવો એમનો મત હતો બાળવિવાહની રીત ન હોવી જોઈએ, સ્ત્રીઓને શિક્ષણ આપવું, બાળ વિધવાઓને પુનર્વિવાહ કરતા અટકાવવી નહિ, સ્ત્રીઓએ સાર્વજનિક ચળવળોમા ભાગ લેવો એવો એમનો મત હતો પણ તે માટે સ્વસંસ્કૃતિ છોડવા તેમજ જુની પીઢીનો અપમાન કરવા તેઓ તૈયાર ન હતા જુનું ભાંગી નાખી નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવાની તેમની હદ ન હતી તેથી ન્યાયમૂર્તિ એ કાંઇ ખરેખર સુધારક નથી એવું એમના વિરોધીઓ કહેતા, અને સુધારકોને પણ મનમા એમજ લાગતું જુના આચારવિચારોનું મૂળ કાઢી નાખવા ન્યાયમૂર્તિ ગનડે તૈયાર ન હતા તેથી સુધારકો નાખુશ હતા તેમજ ન્યા ગનડે સમાજના આચારવિચારમા

ફેરફાર કરાવી જુની સંસ્કૃતિને ઢીલી કરવાનું કામ કરે છે માટે હિંદુ સંસ્કૃતિનો અભિમાની પક્ષ તેમના પર ચીડાતો. પણ ન્યા. રાનડેને સ્વસંસ્કૃતિ રાખી સંસારના આનંદમાં આડે આવતી બાબતો સમાજના આચરણમાંથી કાઢી નાંખવી હતી.

તેમના વિચાર ખરેખર બરાબર હતા. સ્ત્રીઓનું અજ્ઞાન નષ્ટ કરવું, બાળવિધવાઓને ફરી સંસાર માંડવા તક આપવી, અને તેમાં આવતી અડચણો દૂર થવી જોઇએ એમ કહેવું એટલે સ્વ સંસ્કૃતિનું અભિમાન છોડવું જોઇએ એવું કાંઈ નથી. પણ આ કામમાં સ્વ સંસ્કૃતિ આપણને કાંઈ મદદ કરશે નહિ એવું કહેનારા અને તે પ્રમાણે વર્તનારાઓ જ ખરા સુધારક કહેવાય એવું તે વખતે સમજાતું અને આજ પણ સમજાય છે. આપણા સમાજમાં પ્રૌઢ વિવાહની અને સ્વયંવરની રીત દૃઢ થયા વિના, દરેક વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ મળ્યા વિના તેમજ દરેક સ્ત્રીને પુરૂષની બરાબર શિક્ષણ આપ્યા વગર આપણા દેશનો ઉદ્ધાર થશે નહિ એવા એકતરફી મતના ન્યા. રાનડે નહોતા. રમાબાઇને સાર્વજનિક કામની દિક્ષા આપતા, ન્યા. રાનડેએ પોતાના મતના વલણ તરફ તેમને દોર્યા હતા.

રમાબાઈ ૧૮૮૧ પહેલાજ સાર્વજનિક ચળવળમાં ભાગ લેવા લાગ્યા; અને ૧૮૯૩ માં મુંબઈ ગયા પછી પણ સાર્વજનિક ચળવળમાં તેઓ ભાગ લેતા હતાજ. પણ ૧૮૮૧ થી ૧૮૯૩ મા પુનામાંનો સાર્વજનિક કામ કરવાનો વખત તેમને તપશ્ચર્યા કરવા જેવો ગયો.

ન્યા. રાનડે નાશક ૧૮૭૮ અને ૧૮૮૦ માં કામ કરતા હતા ત્યારે રા. બા. ગોપાળ હરિ દેશમુખ ત્યાં જૉઈન્ટ જજ હતા. તેમની ૭ વહુઓ અને બે દિકરીઓ તે વખતના પ્રમાણમા સારી ભણેલી હતી. તેમના ઘરમાં જુના આચારવિચાર હતા. તોપણ તેમની પત્નીને સારૂં લખતાં વાંચતાં આવડતું. પુરાણ સાંભળવાનો તેમજ વ્રતો વાંચવાનો તેમને શોખ હતો. તેઓ ઘણા ખરા વ્રતો અને ધર્મ-

નિયમ વિગેરે પાળતાં. આ કારણથી હમેશ હળદર કંકુના સમારંભ માટે ગામની સ્ત્રીઓને પોતાને ઘેર બોલાવતાં. આથી મારૂં પણ તેમને ત્યાં જવા આવવાનું થવા લાગ્યું. તેથી મારો તેમની સાથે વધારે પરિચય થયો. રા. બા. દેશમુખે અને પોતે બેઉ જણ સ્ત્રી શિક્ષણના હિમાયતી હોવાથી આપણી સ્ત્રીઓએ હળદર કંકુના સમારંભને કારણે પણ ગામની સ્ત્રીઓને વારંવાર એકઠી કરી સીતા, સાવિત્રી જેવા, પ્રાચીન સાધ્વીઓનાં ચરિત્ર તેમને વાંચી સંભળાવી શિક્ષણ તરફ તેમનું મન આકર્ષવું તેમજ ગામની છોકરીઓની નિશાળોમાં જઈ તેમને ઉત્તેજન આપવા, નાના નાના ઇનામો આપવાં વગેરે ગમતું; અને તે સારૂ અમારી પાછળ પડી જક લેતાં એવું રમાબાઈએ પોતાની ' યાદગીરીમાં ' લખ્યુ છે.

ન્યા. રાનડેની આ ઇચ્છા પ્રમાણે એક, નાશકમાં અને આગળ ૧૮૮૧ ને ૧૮૮૮ મા સતારા જીલ્લામાં ફરતા હતા ત્યારે ત્યાંસ ગામની છોકરીઓની નિશાળમાં ઇનામના મેળાવડામા ભાગ લેવાના પ્રસંગ રમાબાઈને મળ્યા. થાણાના સેશન્સ જજ મી. કાગલન સાહેબ નાશક સેશન્સ ચલાવવા આવ્યા હતા ત્યારે છોકરીઓની નિશાળનો ઇનામનો મેળાવડો તેમની પત્નીને હાથે કરવાનું ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે નક્કી કર્યું. આ મેળાવડા સારૂ નાશકના આશરે ૫૦–૬૦ બૈરાં ભેગાં મળ્યાં હતાં. આ સ્ત્રીઓને નિમંત્રણ આપવાનું કામ રમાબાઈએ અને દેશમુખની દિકરીઓએ દરેકને ઘેર જઈને કર્યુ હતું. મીસીસ કાગલનના હાથે ઇનામો વહેંચવાનુ કામ થઇ રહ્યા પછી તેમનો આભાર માનવાનો અને આવેલી સ્ત્રીઓને ઉત્તેજન આપવા ઉપદેશરૂપ એવું થોડુંક ન્યાયમૂર્તિ રાનડેએ લખી આપ્યું હતું તે દેશમુખીણ બાઇએ ,વાચી બતાવવું એવું નક્કી થયું પણ વાંચવાનો વખત આવતાં તેમણે ના પાડી. એટલે ન્યા. રાનડેએ રમાબાઇને વાંચવા કહ્યું. રમાબાઇએ આ કામ સારી રીતે પાર પાડ્યું. આ જાહેર મેળાવડામાં રમાબાઇએ પહેલું ભાષણ કરી સાર્વજનિક કાર્યની ધુંસરી ખભે

લીધી. આ વખતે બનેલા એક બનાવથી રમાબાઈમાં રહેલો હિંદુ સ્ત્રીનો સ્વભાવ જણાઇ આવે છે. આભાર માનવાનું કામ થઇ રહ્યા પછી રમાબાઇએ મીસીસ કાગલન બાઇને તેમની માને અને બ્હેનને હાર પહેરાવ્યો, અને એક હાર એમ ને એમ રાખી થાળ ડેપ્યુટી આગળ મૂકયો. "આ હાર સાહેબને પહેરાવવાનો" એવું ડેપ્યુટીએ સૂચવતા રમાબાઇ શરમે થયા. રા.બા. દેશમુખની ધ્યાનમા આ વાત આવી. તેઓએ આગળ આવી કાગલન સાહેબને હાર પહેરાવી પ્રસંગ પાર ઉતાર્યો.

હાર પહેરાવતા કાગલન સાહેબને કેમ બાઇ ગભ્યા એમ ઘેર આવી ન્યા. રાનડેએ મ્હેજ ગમ્મતથી રમાબાઈને પૂછ્યુ. ત્યારે તેમણે કહ્યું કે "જો હું હિંદુ ન હોત તો મને તે બદલ કાંઈ ન લાગત," એવો રમાબાઇએ જવાબ આપ્યો. "ડેપ્યુટીને વહેવાર વગેરેની સમજ ઓછી ખરી," એવા ન્યાયમૂર્તિ રાનડેએ કાઢેલા ઉદ્ગાર પણ ધ્યાનમા રાખવા જેવા છે. હિંદુ સ્ત્રીના સ્વભાવને અનુસાર કાગલન સાહેબ જેવા પર પુરૂષને હાર પહેરાવવાનુ રમાબાઇએ કબુલ ન કર્યું એ વાત રા. બા. ગોપાળ હરિ દેશમુખની પેઠે ન્યા. રાનડેને પણ પસંદ પડી એ તો દેખાઈ આવ્યુ, પણ નાશકની હાઇસ્કુલના હેડમાસ્તર દ્વારકાનાથ રાઘોબા તડખડકરના પત્ની લક્ષ્મીબાઇએ પણ બીજે દિવસે ડેપ્યુટીની લુચ્ચાઈ ઓળખી રમાબાઈ વર્ત્યા તે બદલ સમાધાન વ્યક્ત કર્યું. ભણ્યા ગણ્યા એટલે કાંઇ મડમો જેવું વર્તવું જોઇએ એવી બુદ્ધિ સમજુ માણસોમા ન હતી, એ વાત આ પ્રસંગથી જણાઈ આવે છે. આગળ પર સતારા જીલ્લામા ફરતા રમાબાઇ અને ન્યાયમૂર્તિનો મુકામ તાસગામ હતો, ત્યારે તેમને ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મળવા આવ્યા અને તેમણે ત્યાથી છોકરા છોકરીઓની નિશાળનો ઇનામનો મેળાવડો ન્યાયમૂર્તિ અને રમાબાઇના હાથે થાય એવી ઇચ્છા પ્રગટ કરી. ન્યાયમૂર્તિએ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની વિનંતિ માન્ય કરી, અને રમાબાઇને આ વખતે પોતે ભાષણ તૈયાર કરી

બોલવું જોઈએ એમ કહ્યું. તાસ ગામની છોકરીઓની નિશાળમા ઈનામના મેળાવડામા જઇ આવ્યા પછી રમાબાઇને પોતાના ભાષણનો રિપોર્ટ ન્યાયમૂર્તિને આપવો પડયો. " આપણા લોકોમા સ્ત્રી શિક્ષણ સામે જે આક્ષેપો મુકવામા આવે છે, તેમા તે લોકો એવી વાત આગળ લાવે છે કે સ્ત્રીઓ ભણી એટલે લાડ, ખેપરવા અને મર્યાદા વગરની થઇ જશે. આ માટે તમારે ભણેલી છોકરીઓએ તો આ આક્ષેપને સ્થાન જ ન આપવુ જોઈએ. મનુષ્યે ઉદ્ધત થવુ તે કાંઈ સારા શિક્ષણનું પરિણામ નથી. સુશિક્ષણનું અને સંપત્તિનુ પરિણામ એટલે મનુષ્યને વિનયસંપન્ન અને નમ્ર બનાવવાનો જ હોય છે. આનો દાખલો, સર્વ સાધારણ બધા સમજે એવો ફળના ઝાડનો લઇએ. ફળોનુ વૈભવ એટલે તેને બહુજ મોટી લુમ આવે એ જ છે. એવુ વૈભવ પ્રાપ્ત થતા તે કોઈ દિવસ અક્કડ રહેતી નથી. પણ ઉલટી વધારે નમ્ર અને વિનયશીલ દેખાય છે, અને એથી જ તે બહુ શોભે છે. આ પરથી આપણે એટલો જ બોધ લેવાનો કે વિદ્યા, સંપત્તિ, અધિકાર, એના જેવો કોઇપણ વૈભવ પ્રાપ્ત થતા આપણે વધારે નમ્ર અને વિનયશીલ બની આપણા પતિ, તેમ જ બીજા આપણા ઘરના વડિલ માણસો સાથે આદરથી, આજ્ઞાધારકતાથી વર્તવુ એમા જ આપણુ કલ્યાણ છે. ' પોતાના ભાષણનો ઉપર પ્રમાણે સારાંશ રમાબાઇએ ન્યાયમૂર્તિને કહ્યો, અને તે સાભળી ન્યાયમૂર્તિને સંતોષ થયો. નાશકના મેળાવડા વખતનુ વર્ણન તેમ જ તાસ ગામના મેળાવડાનુ રમાબાઇનુ ભાષણ કયી હિંદુ સ્ત્રીને ગમશે નહિ?

પણ ન્યાયમૂર્તિનુ વર્ણન જેમ તેમના શત્રુમિત્રોને ગમતુ નહોતું તેમજ રમાબાઈનુ વર્ણન તેમની ઘરની તેમજ ગામની સ્ત્રીઓને પણ ગમતુ નહોતુ. ભણેલી સ્ત્રીએ જાહેર મેળાવડામા ભાગ લીધો કે તેણે હિંદુ સ્ત્રીનો સ્વભાવ છોડી દેવો જોઇએ એવુ કાંઈ નથી, એમ રમાબાઇએ પોતાના વર્તનથી બતાવી આપ્યુ. પણ તે વખતે જાહેર સભાઓમા બોલનારી સ્ત્રીઓ માટે ઘરની કે બહારની (પુનામાની)

સ્ત્રીઓની દૃષ્ટિ સારી ન હતી આ બાબતમાં રમાબાઈને ઘરની સેજ મહારની સ્ત્રીઓનો ત્રાસ વેઠવો પડ્યો

૧૮૮૧ માં પુને બદલી થઈ તે પહેલાં ન્યા. રાનડે કેટલાક દિવસ મુંબઈમાં ચીફ પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટનું કામ કરતા હતા મુંબઈમાં પ્રાર્થના સમાજની મુખ્ય નિશાળમાં 'આર્ય મહિલા સમાજ' નામની સંસ્થા પંડિતા રમાબાઈએ સ્થાપન કરી હતી તેની સભાઓ દર શનિવારે થતી સભા માટે આઠ દસ સ્ત્રીઓ અને પાંચ છ સભ્યો આવતા કોઈ એકાદ વિષય પર નિબંધ કે થોડી લીટીઓ લખી લાવતા અને કોઈ કોઈ વાર ચોપડીમાંથી એકાદ ઉતારો લખી લાવતા સભામાં હાજર રહેતા મોટા માણસો એટલે ડૉ. આત્મારામ દાદા, ભાસ્કરરાવ ભાગવત, વિગેરે, હાજર રહેલી સ્ત્રીઓને ઉત્તેજન મળવા સારૂ સારૂ લખ્યું છે એમ જણાવતા, પણ હવે આ ઉપર કોઈ કાંઈ બોલો એમ આગ્રહ કરતા અને જો કોઈને બોલવાનું ધૈર્ય ન આવે તો પોતે જ તે ચાર સહેલા વાક્યો બોલતા અને આવી રીતે બોલવું એમ કહેતા આ સભાઓમાં રમાબાઈ જતા.

પુને આવ્યા પછી ન્યાયમૂર્તિ રાનડેની મહેનતથી ૧૮૮૧ ના એપ્રિલ માસથી ફિમેલ ટ્રેનિંગ કૉલેજના એક ઓરડામાં મુંબઈની માફક દર શનિવારે સ્ત્રીઓની સભાઓ થવા લાગી આ સભામાં હેરાપંત નાનાઠેબે સ્ત્રીઓને આસ્થાપૂર્વક ભણાવતા. રમાબાઈનો એરા પંત પાસે સંસ્કૃત ભણવાનો વિચાર હતો પણ ઘરની સ્ત્રીઓ કોઈ વાર એમનું અપમાન કરશે એવી બીકથી ન્યાયમૂર્તિએ આ વિચાર માંડી વાળ્યો શનિવારની સભાઓ નિર્વિઘ્નપણે પાર પડતી, તે પછી પંડિતા રમાબાઈએ પુનામાં આર્ય મહિલા સમાજ સ્થાપ્યો અને ત્યાં તેમનાં જુદાં જુદાં વિષયો ઉપર વ્યાખ્યાનો થવા લાગ્યાં પંડિતા રમાબાઈની વાણી અસ્ખલિત અને મીઠી હોઈ, વિષય પ્રતિપાદન કરવાની શૈલી અનુપમ હતી તેથી પુનાના નવા તેમજ જુના સ્ત્રીશિક્ષણેચ્છુ વિદ્વાનોને પંડિતા બાઈ સંબંધી કૌતુક અને અભિમાન

થતું. દર શનિવારે તેઓ પોતાના ઘરની સ્ત્રીઓને તેમજ છોકરીઓને સભામાં મોકલવા લાગ્યા.

આ સભાને અંગે રમાબાઈને ઘરની સ્ત્રીઓના ત્રાસ ખમવા પડતા. તે વખતની તેમની સ્થિતિનું વર્ણન "બાર મહિનાનો ઉનાળો અને એક દિવસનું ચોમાસું" આ વાક્યમાં તેમણે સારી રીતે વ્યક્ત કર્યું છે. રમાબાઈને થતો આ ત્રાસ બહુજ અપૂર્વ હતો એમ નથી. કાશીબાઈ કાનિટકરને પણ સભામાં જવા માટે ઘરની સ્ત્રીઓનો એવો જ ત્રાસ વેઠવો પડતો. તેમનું સાસરું મુંબાઈ હતું, તે વખતે પ્રાર્થના સમાજમાં રવિવારે સભાઓ ભરી સ્ત્રીઓને અનેક વિષયોનું જ્ઞાન આપવામાં આવતું એ વ્યાખ્યાનોનો યોગ કાશીબાઈ કેવી રીતે સાધતા તેની તેમના મોઢેથી સાંભળેલી હકીકત લક્ષ્મણ શાસ્ત્રી લેલેએ કાશીબાઈના '**चांदण्या तील गप्पां**' એ ચોપડીની લખેલી પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે આપી છે

વ્યાખ્યાનોનો સમય બપોરે ત્રણથી ચારનો હતો. આ વખતે ઘરના મોટા માણસો વિશ્રાન્તિ લેતા. તેમને પૂછ્યા વગર વહુથી ઘરની બહાર પગ પણ ન મુકાય, અને 'હું વ્યાખ્યાન સાંભળવા જઉં છું' એમ પૂછવું એ તો કેવળ અશક્ય જ. ન જાય તો ભયંકર ક્રોધ તેમના ઉપર થતો ......... ......... આવા પ્રસંગમાં કપડાંઓની હું શાલ અને જોડા, પાલવ નીચે સંતાડી આગળ પાછળ જોતી પાછલી ગલીએથી રસ્તે પડતી. પાછા આવતાં શાલ અને જોડા તબેલાની બારીથી ઘોડાના ઘાસના ઢગલા પર નાખી દઈ ઘરમાં આવતી. એવું ચોરીછુપીથી જવું કેટલાક મહિના ચાલ્યું. રવિવાર હોવાથી ઘોડાવાળો ઘેર રહેતો. બહાર જવામાં અને પાછા આવવામાં તેની મદદ મળતી. તે કોઈ વાર રવિવારે સવારમાંજ મારી શાલ અને જોડા લઈ જઈ ગાડીમાં મુકતો, અને સાંજે મેં બારીમાંથી નાખેલા સાચવીને ઉપર લાવી મુકતો. એટલા સારૂ 'માં' મને તે માણસ ઉપર 'બહુ ઉપકાર કરે છે એમ લાગતું." કાશીબાઈ

સભાઓમા હાજર રહેતા જે અડચણો આવતી તે રમાબાઇને ભાગ આવતી નહિ પણ ઘરની સ્ત્રીઓના અસહ્ય બોલ ખમવા પડતા. કાશીબાઇ રવિવારની ચર્ચાની સભામા ભાગ લેતા. તેમણે એકવાર હાલની સ્ત્રીઓ અને પહેલાની સ્ત્રીઓ એ વિષયપર એક નિબંધ લખ્યો, તે સભાના વ્યવસ્થાપકને ગમ્યો તેથી તે 'સુબોધ પત્રિકામા' છાપ્યો. એ અંક રવિવારે ઘેર આવતા જ કાશીબાઇ પર ભારે ગજબ થયો. આ મોટા અપરાધ માટે તેમનાપર ઘરના ભારે કામો લાદવામા આવ્યાં, અને એમને બોલાવાનું બંધ કરવામા આવ્યુ. એવી સ્થિતિમા તેમણે ઘણીવાર દેહનું વિસર્જન કરવું એમ પણ લાગતું, એવુ રા. લક્ષ્મણશાસ્ત્રી લેલેએ પ્રસ્તાવનામા લખ્યુ છે.

પંડિતા રમાબાઇની સભામા હાજર રહેવા માટે એવા કડક બોલ સહન કરવા પડતા. તે વખતે પુનામા છોકરીઓ સારૂ હાઇસ્કુલ જોઇએ માટે સન ૧૮૮૩ મા શ્રીપુરૂષોની એક મોટી સભા ગોઠવવામા આવી. તે સભામા રમાબાઇએ અંગ્રેજીમા એડ્રેસ વાચી સંભળાવ્યુ. તે પહેલા રમાબાઇ સભામા બે વાર બોલ્યા હતા, પણ પુનામા જાહેર સભામા અને તે પણ અંગ્રેજી એડ્રેસ વાચવાનુ તેમનો આ પહેલોજ પ્રસંગ હતો; અર્થાત્ તેઓ ઉભા થતાની સાથે જ ગભરાયા, પણ ડૉકટર ભાડારકરના પત્ની સૌ. અન્નપૂર્ણાબાઇએ તેમને હિંમત આપી, અને રમાબાઇએ ધીરજ રાખી ભાષણ વાચી સંભળાવ્યુ. આ ભાષણ માટે રમાબાઇના 'તાઇ સાસુએ' ન્યા. રાનડેને "તારી પાઘડી શી રીતે માથે રહી ?" એવો સવાલ કર્યો, ત્યા રમાબાઇને કેટલુ સહન કરવું પડયુ હશે એની કલ્પનાજ કરવી સારી. આ બધા ખેલ રમાબાઇનાજ છે એમ ઘરમાની સ્ત્રીઓ કહેતી. પણ ન્યાયમૂર્તિ કોઇ દિવસ કહેતા નહિ કે "રમાબાઇ આ બધુ મારા કહેવાથી કરે છે". આથી રમાબાઇને સૂડી વચ્ચે સોપારી જેવુ થતુ. હીરાબાગમાંના ભાષણ સંબંધી પણ આમ જ થયુ. રમાબાઇના 'તાઇ સાસુબાઇએ' આજ કાલની આ છોકરીઓ "આગળી બળે તો પહોંચો કરડી ખાય"

તેમને કબજે ન રાખીએ તો કહેવામાં ન રહે. શું કરીએ બાઇ? ઘરમાં એ એક શબ્દ પણ બોલતી નથી. કેવી ગરીબ દેખાય છે? પણ બહાર આટલી હિંમતવાન અને બહાદુર ક્યાંથી થઇ? સાંભળ્યું છે ત્યારથીજ મને તો નવાઈ લાગે છે" એમ ન્યાયમૂર્તિને કહ્યું. તોપણ ન્યાયમૂર્તિએ એમ કહ્યું નહિ કે, "એણે પોતાની મરજીથી વાંચ્યું નથી મ્હારા કહેવાથી વાંચ્યું." આટલું જો એમણે પોતે કહ્યું હોત તો મને બસ હતું." પણ તે પ્રમાણે કાંઇ થયું નહિ એવું રમાબાઇએ પોતાની 'યાદગીરીઓમાં' લખ્યું છે.

હીરાબાગની સભાના ભાષણ માટે રમાબાઈની ઇચ્છા પ્રમાણે ન્યાયમૂર્તિએ ઘરની સ્ત્રીઓ પાસે જો કે ખુલાસો ન કર્યો તોપણ પાછળથી તેમણે રમાબાઇને સમજાવ્યાં. આપણે જે કામ સારું છે એમ ધારી કરીએ તે માટે કોઇ ગમે તે કહે તોપણ સામો જવાબ વાળવાની પંચાતીમાં પડવું નહિ એવું ન્યાયમૂર્તિએ પોતાનું આચરણ રાખ્યું છે. રમાબાઇને સમજાવતાં પણ ન્યાયમૂર્તિ એમજ કહેતાં. રમાબાઇએ હીરાબાગમાંની સભામાં અંગ્રેજી એડ્રેસ વાંચ્યું એ માટે "તાઇ સાસુબાઇ" તેમને બોલ્યાં તે બદલ ન્યાયમૂર્તિને ગુસ્સો ચડ્યો નહિ. પણ તે પછી અન્નપૂર્ણાબાઇના પુરાણ વખતે ગામની સ્ત્રીઓએ રમાબાઇ વિગેરે સુધારક ગણાતી સ્ત્રીઓને પુરૂષોમાં બેસાડવાનો જે દાવ રચ્યો હતો તે સફળ ન થવા દેવા સારૂ રમાબાઈ પુરાણમાંથી ઉઠી આવ્યાં તેથી ન્યાયમૂર્તિ રમાબાઇપર ગુસ્સે થયા અને એમને અબોલાની શિક્ષા કરી.

આ વાત એમ બની કે સન ૧૮૮૪-૮૫ ના અરસામાં અનસુયાબાઇ નામના સંસ્કૃતજ્ઞ બાઇ પુને આવ્યાં હતાં. તેમની સાથે તેમના પતિ અને ઘરડા પિતા હતા. તેઓ પણ પંડિતા રમાબાઇ પેઠે શ્રીમદ્ ભાગવત્ વાંચતા અને પુરાણની માફક આપ્યા મંદિરમાં સંભળાય એવી રીતે રાજ તાણી સંહિતા વાંચી અર્થ કહેતા. પંડિતા રમાબાઇ જેમ જ અનસુયાબાઇનું પહેલું પુરાણ ન્યાયમૂર્તિના ઘેર

થયું. તે પછી તેમનું પુરાણ સાર્વજનિક રીતના વિષ્ણુમંદિરમાં વાચવાનું નક્કી થયું. તે વખતે વિષ્ણુમંદિરમાં હંમેશ પુરાણ સાંભળવા આવનાર સ્ત્રીઓએ સંપ કર્યો, કે "આ સુધારકોની સ્ત્રીઓને આજે બેસવા જગ્યા આપવી નહિ. સભામંડપમાંની એટલીજ જગ્યા ખાલી રાખી. ગાભારા આગળની જગામાં આપણે બેસવું; એટલે તેમને માંડવામાં પુરુષો જોડે બેસવું પડશે. તેઓ સભામાં જાય છે ત્યારે પુરુષોની ખુરશીઓની જોડાજોડ ખુરશીપર બેસે છે. તો પછી અહિં જ તેમને જુદી જગા શું કરવા જોઇએ?" વિષ્ણુમંદિરમાં રમાબાઇ વિગેરે સ્ત્રીઓને સભામંડપમા પુરુષો સાથે બેસાડવાનો ગામની સ્ત્રીઓનો વિચાર ફલિભૂત થયો. આ વાતની ખબર રમાબાઇને તેમની બ્હેનપણીએ આપી હતી, પણ તે બહુ મોડી મળી. રમાબાઇને ગામની સ્ત્રીઓના આ વિચાર માટે બહુજ ખોટું લાગ્યું; તેમજ અપમાન પણ લાગ્યુ. મંદિર ગયા પછી તેઓ નાખુશીથી પંડિતા રમાબાઈ અને બીજી સ્ત્રીઓ સાથે પુરુષો સામે બેઠા. અનસુયાબાઇના વ્યાસપીઠની એક બાજુ સુધારકો અને બીજી બાજુ સુધારકોની સ્ત્રીઓ બેસે એવી વ્યવસ્થા કરવામા આવી હતી.

રમાબાઇને આ વાતની ખબર પડતા જ ગુસ્સો ચઢયો. એવી મનની સ્થિતિમા તેઓ મંદિરમા આવી બેઠા. પણ તેમનાથી ત્યાં ૧૦-૧૫ મિનિટ કરતા વધારે બેસાયુ નહિ. પોતાને ચક્કર આવે છે એમ તેમણે પંડિતા રમાબાઈના કાનમા કહ્યું; અને તેઓ ઘેર પાછા આવ્યા. કાગલન સાહેબને ઉપ્પુટીએ હાર પહેરાવો એમ કહ્યું તે સાથે રમાબાઇનો હિન્દુ સ્ત્રીનો સ્વભાવ એકદમ દેખાઈ આવ્યો. તે જ સ્વભાવ ગામની સ્ત્રીઓના આ કૃત્યથી પણ નજરે આવ્યો. એ જ લાગણીથી તેઓ ઘેર પાછા આવ્યા. આપણે સારી વાત કરી છે એવા આનંદમ તેઓ ઘેર આવ્યા, અને તેમણે આવનાની સાથે જ 'તાઈસાહેબ' બાઇને પોતે પાછા આવવાનું કારણ સમજાવ્યું, ત્યારે તેમણે સાબાશી આપતાં કહ્યું, "જોયું આમજ તર્કથી ચાલવું જોઈએ એટલે

લોકોમાં સારૂં દેખાય અને પછી લોકો ટીકા પણ ન કરે. આ નવી શીખેલી છોકરીઓને વહેવારમાં કશી સમજ પડતી નથી. ગમે તે કરવા કહેશે પણ આપણને એવું બધું કરે શી રીતે ચાલે? ઘરના પુરૂષોને ગુસ્સો આવે તો બે દહાડે જતો રહેશે તેનું શું. પુરૂષોનો સ્વભાવજ ગુસ્સાવાળો હોય છે. ઘરનો તેમજ બહારનો બધો ગુસ્સો પત્ની પર કાઢવવામાં તેમને પરાક્રમ લાગે છે." તાઈ સાસુબાઇની સાબાશીથી બમણો થએલો આનંદ રમાબાઇને બહુ વાર ભોગવવા મળ્યો નહિ.

ન્યા. રાનડેએ ઘેર આવી અર્થાત્ રમાબાઇને શું થાય છે તેની તપાસ કરી. કશું જ થતું નહોતું, તો પછી રમાબાઈ શો જવાબ આપે? તેમણે મને કંઈ થયું નથી એમ ન્યાયમૂર્તિને કહ્યું. એમ કહેતાની સાથે ન્યાયમૂર્તિએ કપડાં ઉતારતાં હંમેશ માફક રમાબાઈની મદદ લીધી નહિ; તેમજ તેઓ તેમની સાથે એક શબ્દ પણ બોલ્યા નહિ. રાત્રિ પણ આમજ અબોલામાં ગઇ તેથી સવારે પણ રમાબાઇને ચેન પડતું ન હતું. આખરે ન્યા. રાનડેને જમવા જતા પહેલા તેમને મળી મારી ભૂલ થઇ એમ તેમણે કબુલ કર્યું. ત્યારે ન્યાયમૂર્તિએ કહ્યું, "આવી ગાંડા જેવી વર્તે છે તેનો તને પોતાને તો ત્રાસ થાય છે પણ તે સાથે મને પણ થાય છે. આપણું માણસ આપણા કહેવા પ્રમાણે ન ચાલે તો તે કોને ગમે? એકવાર આપણા માણસને પસંદ પડતી દિશા સમજાઈ એટલે તે જ મજબુત રીતે પકડી રાખવી; એટલે બેઉમાંથી કોઇને પણ ત્રાસ થાય નહિ. ફરી એમ ન કરતી." ન્યાયમૂર્તિનો આ ઉપદેશ રમાબાઇ આજન્મ ઉપર કદી પણ ભૂલ્યા નહિ. કાગલન સાહેબને કેમ હાર પહેરાવ્યો નહિ? તેમણે શું તારૂં બગાડ્યું હતું? એવું કૌતકથી પૂછી ઉપયુટીને એકંદરે વહેવારની જાણ કમતી એવો આ પ્રકરણમાં ન્યાયમૂર્તિએ ફેરો માર્યો હતો, એમ જોતા જતાં રમાબાઇએ જે વિચારે કાગલન સાહેબને હાર ન પહેરાવ્યો તે જ વિચારે તેઓ પુરાણમાંથી ઉઠી ઘેર આવ્યા છતાં

રમાબાઇને વઢેવાર કમતી એમ ન્યા ગનેડેએ કેમ કહ્યું ? જરા વિચાર કરતા જણાઇ આવશે કે ન્યાયમૂર્તિનુ કહેવુ બરાબર જ હતુ

બહાદુરીથી વર્તવુ એટલે કાંઈ શરમ છોડી દેવી એવુ નથી કાગનન સાહેબને હાર પહેરાવવામા હિંદુ સ્ત્રીની દષ્ટિએ વિનયભંગ થતો હોય, જાહેર સભા જેવા પ્રસગે અગ્રેજી પદ્ધતિ અનુસાર સ્ત્રીઓ પુરુષોને હાર પહેરાવે એથી કાંઈ બગડયુ એવુ ન્યા ગનડેને બરેબર લાગતુ ન હતુ પણ હિંદુ સ્ત્રીના સ્વભાવને પરપુરુષના ગળામા હાર પહેરાવવો એ અવિનય છે એમ ન્યા ગનડે જાણતા હતા સાહેબને જાહેર સભામા હાર પહેરાવવા જેટલી બહાદુરી બનાવવાનો આ પ્રશ્ન નહોતો એમા પતિ સબધી જે ભાવનાઓ હિંદુ સ્ત્રીમા હોય છે એ ભાવનાનો પ્રશ્ન આવે છે અને આ ભાવનાઓ સારી નથી એવુ કાઇ પણ કહી શકે નહિ પણ પુરાણુ રખતનો પ્રશ્ન જુદો હતો પુરુષોમા બેસવુ એમા સ્ત્રીની હિંમત દેખાઇ આવશે એથી વિનયભગની કલ્પનાનો એમા કશો સબધ નથી ગામની સ્ત્રીઓનો સુધારક સ્ત્રીઓને શરમાવવાનો આ એક દાવ હતો આ દાવમા રમાબાઇ ફસાયા તેથી ન્યા રાનડેને તેમના પર ગુસ્સો આવ્યો પરપુરુષોમા જઇ તેમને અડકી પોતાની પત્નીએ બેસવુ જોઇએ, છૂટથી વાતચીત કરવી જોઇએ એવુ કાઇ ન્યા ગનડેનુ કહેવુ નહોતું, પણ યોગ્ય વિનયી મર્યાદામા રહી હિંમતથી વર્તવા હરકત હોવી ન જોઇએ એવો એમનો મત હતો રમાબાઇ અને ન્યાયમૂર્તિ એકજણ એવી છૂટથી વર્તતા પણ રમા બાઇ છેક તેમની પાસે બેસ એવુ કોઇ દિવસ બન્યુ નહોતું, અને તેઓ તેમ બેસતા નહિ તેથી ન્યા રાનડે ગુસ્સે પણ થતા નહિ. કારણ કે હિંમત કરતા આદરનો ભાવ તેમા વધારે છે આદર અને નિર્દોષી વિનયની મર્યાદાનુ રમાબાઇ પાલન કરે તો તેમા ન્યા ગનડેને આનદ જ થતો. હિંમતભેર વર્તવું એટલે કાંઈ વિનય છોડવો એમ નથી એવુ ન્યા રાનડેના વર્તનથી આ બે પ્રસંગોમા એક આચરણનુ સૂત્ર નિકળે છે આ સૂત્ર બરાબર નથી એમ કોણ કહી શકશે ?

હિંમતથી વર્તવું એટલે વિનય છોડવો એમ નથી તેમજ અંગ્રેજો સાથે હળીમળી રહેવું એટલે કાંઇ તેમના રીતરિવાજ સ્વીકારવા એમ પણ નથી, એમ ન્યા. રાનડેને લાગતું. રમાબાઇને તેઓ જેવી રીતે ગામની સ્ત્રીઓ સાથે વર્તવા કહેતા તેવીજ રીતે અંગ્રેજી સ્ત્રીઓ સાથે સ્નેહ કરવા પણ કહેતા, તે પરથી આ વાત સ્પષ્ટ થાય છે.

હિરાબાગમા છોકરીઓની નિશાળ બાબત અંગ્રેજીમાં એડ્રેસ વાંચવાના પ્રસંગ પછી થોડાજ દિવસમાં હિરાબાગમાંજ એજ્યુકેશન કમિશને સાક્ષીઓ લેવાની શરૂઆત કરી. આ કમિશન આગળ રમાબાઈ તેમજ પંડિતા રમાબાઇના અંગ્રેજી ભાષણો થયાં. હિરાબાગના પહેલા ભાષણ કરતાં આ ભાષણ વધારે સારૂં થયું. હિરાબાગની આ બે ત્રણ સભાઓમા પૂનામાની નવા તેમજ જુના વિચારની એવી ઘણી સ્ત્રીઓ ભેગી મળતી અને છુટથી તેમજ હોંશથી એકબીજા સાથે વર્તતી. આ જોઈ તેમના ભેગા મળવાના પ્રસંગો લાવીએ તો આ સ્ત્રીઓ પ્રેમથી અને એકદિલથી વર્તશે. માટે હળદરકંકુ જેવા અને પાર્ટી જેવા મેળાવડા વર્ષમાંથી બે ચાર વખત તો કરવાજ તેમાં લાગતું ખર્ચ પોતે કરવું, બીજાઓ પાસે કાંઈ માગવું નહિ એવું ન્યા. રાનડેનું રમાબાઇને કહેવું હતું. તે પ્રમાણે કેટલાક મહિના પછી રમાબાઇ અને તેમની બીજી બે બેનપણીઓને તે વખતના મુંબાઇના ગવર્નરની પત્ની લેડી રેને પાર્ટીનું નિમંત્રણ આપ્યું. આ પાર્ટી પુનામાં સ્ત્રીઓની એવી પહેલીજ હતી. ઉપાહાર થયા પછી હિંદુ રિવાજ પ્રમાણે પાનસોપારી હળદર કંકુ વગેરે રાખવામાં આવ્યાથી પુનાની સ્ત્રીઓને આ પાર્ટીનો રિવાજ પારકો ન લાગતાં ઉલટો પસંદ પડયો, એવું રમાબાઇએ પોતાની યાદગીરીઓમાં લખ્યું છે.

ન્યા. રાનડે સન ૧૮૯૩માં હાઇકોર્ટ જજ થઇ મુંબાઇ જવા પહેલાં 'પંચહાદ મિશ્નનું' ચાહ પ્રકરણ અને સંમતિ વયના બીલનો ઝઘડો એ બે બાબતોને પુનામાં નવા જુનાની તકરારને સારૂં કારણ

મલ્હ્ર. પંચહૌદ ચાહ પ્રકરણના વખતે રમાબાઇ બીજી કેટલીક સ્ત્રીઓ સાથે ત્યાં હાજર હતા, પણ તેમણે ચાહ પીધી ન હતી. પંચહૌદ પ્રકરણ વખતે ન્યા. રાનડેએ વડિલોના મતનો અનાદર કરવો નહિ એવું નક્કી કરી પોતે પ્રાયશ્ચિત લઇ પોતાના સ્નેહીઓને માર્ગ છૂટો કરી આપ્યો. 'સંમતિવય બીલ' બાબતમાં અર્થાત્ ન્યાયમૂર્તિએ સુધારકોનો પક્ષ સ્વીકાર્યો હતો 'સંમતિવયનું બીલ' છેવટે પસાર થયું. 'સંમતિવય'' બાર વર્ષનું હોવું જોઇએ આ બાબતમાં રાષ્ટ્રાભિમાની લોકોનો પણ વિરોધ નહોતો. કોઇપણ બાબત સર્વજન સમાજને ગમ્યા પછી તે અમલમાં મુકવા માટે તે બાબત કાયદો કરી રાજસત્તાનો આધાર મેળવવો એ વાત પણ તેમને અમાન્ય ન હતી પણ આપણને સમાજમાં જોઇતી સુધારણાઓ કાયદાના જોરથી અમલમાં લાવવાનો નવ મતવાદીઓનો કટાક્ષ રાષ્ટ્રાભિમાની પક્ષને પસંદ ન હતો, અને આ દૃષ્ટિએ એમનો સંમતિવયના બીલ માટે વિરોધ હતો. ન્યા. રાનડે સંમતિવય બીલ તરફ નવ મતવાદીઓની એકતરફી દૃષ્ટિથી જોતા ન હતા અને તેથી રાષ્ટ્રાભિમાની લોકોએ તેનો વિરોધ કરવો એ પણ તેમને પસંદ નહોતું ન્યા. રાનડેની સમાજ સુધારણાની બાબતમાં આ વચલા માર્ગનો પુરસ્કાર પોતાની નવલકથાઓ દ્વારા કૈલાસવાસી હરિનારાયણ આપ્ટેએ કર્યો તેની શરૂઆત સન ૧૮૯૦ થી 'કર્મ ઘુટ' છાપું કાઢી કૈલાસવાસી હરિભાઉએ કરી હતી. સમાજના જુના આચારવિચાર ઉદ્ધ્વસ્ત કરી તેની જગાએ નવા આચારવિચારનો નવો બગીચો નિર્માણ કરવો એવી નવ મતવાદીઓની એકતરફી દૃષ્ટિ અને તેનો એટલીજ એકતરફી દૃષ્ટિથી રાષ્ટ્રાભિમાનીઓ તરફથી થતો વિરોધ ન્યા. રાનડેને પસંદ ન હતો આ મતનું પ્રતિપાદન જેમ કૈલાસવાસી હરિભાઉએ પોતાની નવલકથાદ્વારા કર્યું તેમજ આગળ ઉપર સેવાસદન ચલાવતા એ જ દાખલો રમાબાઇએ નજર આગળ રાખ્યો. આ બાબતના પાઠ રમાબાઇને સાર્વજનિક કાર્યની તપશ્ચર્યા કરતા ન્યાયમૂર્તિએ પોતેજ આપ્યા. શિક્ષણ અને સાર્વજનિક કાર્ય એ

બાબત રમાબાઇએ ટાકીના ઘા વેઠવામા જે સહનશક્તિ બતાવી તેથી તેમના પિતાએ તેમને આશ્વાસન આપ્યા પ્રમાણે રમાબાઈનું આગળનુ ચરિત્ર ઉજ્જવળ બન્યુ

[ ૬ ]

## સસારમાંનો આનદ

છૈયા છોકરા, નોકરચાકરથી ઘર ભરેલુ હોય અને તેની સાથેજ પતિપ્રેમનો પૂર્ણ આધાર મળવો એ જ સસારની ખરી સ્થિતિ એવુ દરેક હિદુ સ્રીને લાગે છે

ધૂળીઆ રહેતા હતા ત્યારે રમાબાઇને એક અધમનો પાડોશ મળ્યો હતો તેના કુટુમ્બ સબધમા તેમણે પોતાની ' યાદગીરી 'ઓમા એવા ઉદ્ગારો કાઢ્યા છે કે ' થોડા દિવસ પછી એક ભાડવાત આવ્યુ તે પણ છૈયા છોકરાવાળુ હતુ એટલે દીકરા, વહુઓ, પતિ, પત્ની, નોકરચાકર વિગેરે ઘણા માણસો હતા પણ પ્રેમ અને વાત્સલ્ય એ બે વાના તેમનાથી ઘણા દૂર રહેતા આ બદની સર્વ માહિતી મને તેમની વહુઓ પાસેથી મળતી મુખ્ય બાઇ સ્વભાવે માયાળુ, દયેલ અને ધાર્મિક હતા હિંદુ સસારમા અમે જે સુખના સાધનો સમજીએ છીએ તે બધા તેમને અનુકૂળ હતા તેથી તેઓ બહુ નસીબદાર છે એમ મારૂ માનવુ હતુ પણ તેઓ બહુ દુખી છે એમ મને મારા તેમની સાથે થએલા પરિચયથી જણાઇ આવ્યુ: અને આ પાડોશ આપણને ન જોઈએ એવુ લાગવા લાગ્યુ " આ ઉદ્ગારોની જોડેજ " એક જે ભાગ સુખનુ અને સમાધાનનું ઠેકાણુ તેમા અતર ન આવે અને જો આ એક સમાધાનની બાજુ મજબુત

હશે તો ઘરમાંના બીજા કોઈપણ માણસ તરફથી થતો ત્રાસ અને દુઃખગત સહન કરવા મને વધારે હિંમત આવશે એવી મારી ખાત્રી છે" આ ન્યાયમૂર્તિ સંબંધી રમાબાઈના ઉદ્ગાર વાંચીએ એટલે તેમની અને હિંદુ સ્ત્રીઓની સંસારની પૂર્ણ કલ્પના મન આગળ ખડી થશે.

મહારાષ્ટ્રમાંના પચાસ વર્ષ પહેલાની દરેક કુટુંબની સ્થિતિ જોઈએ તો દરેક કુટુંબમાં સંસારવૃક્ષ સંપૂર્ણતાએ પહોંચેલું દેખાતું, પણ વીજળી પડી નિર્જીવ થએલા વૃક્ષની પેઠે આ કુટુંબોની સ્થિતિ હતી. પ્રેમ અને વાત્સલ્ય એ સંસારવૃક્ષનો રસ છે, આ રસ જ એ વખતના સંસારવૃક્ષને છોડી ચાલ્યો ગયો હતો. પ્રેમ અને વાત્સલ્ય એ બે ગુણો ન હોય તો મનુષ્યમાં માણસાઈ તે ક્યાં રહી? શરીર પોષવા સારૂ જેમ ખાવાની ઈચ્છા માણસમાં થાય છે તેમ તે પશુઓમાં પણ છે. બિલાડી તેમજ માકડું પોતાના બચ્ચાની કાળજી રાખે છે પણ પોતે ભૂખી થતાં બિલાડી પોતાના બચ્ચાને પકડી મારતાં કે માકડું પોતાના બચ્ચાના હાથમાંથી ખાવાનું ખુંચવી લેતાં વિચાર કરતું નથી. વિચાર કરવા જેટલું ડહાપણ પરમેશ્વરે મનુષ્યને આપેલું છે અને આ ડહાપણનેજ માણસાઈ કહે છે. માણસાઈથી જેમ માણસ પોતેજ વિચારે છે તેમ પ્રેમ અને વાત્સલ્ય એ ગુણો તેને શીખવાડવા પડતા નથી. આ માણસાઈ તે વખતનું મહારાષ્ટ્ર ભૂલી ગયું હતું. ન્યાયમૂર્તિ રાનડેના ધૂળીઆમાંના અધમ પાડોશીએ માણસાઈ સાથે છુટાછેડા લીધા હતા. સંપત્તિ અનુકૂળ હોવા છતાં તે પોતાના બૈરાં છોકરાંઓને સારી રીતે રાખતો ન હતો, એટલું જ નહિ પણ તેણે રમાબાઈ માટે પણ અભિલાષા રાખવામાં ક્યારા રાખી નહોતી. માણસાઈવાળી સ્ત્રીઓ, કુટુંબોમાં રમાબાઈને ભાગ્યેજ જડતી. આ એમણે ડૉ. ભાંડારકરના પત્ની સૌ અન્નપૂર્ણાબાઈ માટે પોતાની 'યાદગીરી'ઓમાં આદરથી કરેલો ઉલ્લેખ વાંચીએ એટલે સ્પષ્ટ રીતે જણાઈ આવશે "સૌ અન્નપૂર્ણાબાઈ પોતાની વહુઓ

તેમજ દિકરીઓ સાથે સરખી રીતેજ વર્તતા. આવી રીત હિંદી કુટુંબોમા ભાગ્યેજ જોવામા આવે છે. કોઈ ઠેકાણે કાંઇક દેખાય છે પણ એમના ઘેર ભેદભાવ કોઇ દિવસ દેખાયો નહિ. એથી કુટુંબના બધા માણસો સંપથી અને આનંદથી રહેતા.

કુટુંબમા સંપ અને આનંદ પેદા થવામા માણસાઈનું પ્રાબલ્ય જોઇએ. માણસાઇ એ શબ્દ દેખાવામા બહુ મ્હોટો દેખાતો હોય અને પ્રેમ અને વાત્સલ્ય એ ગુણ આ લોકમા દવા સારૂ પણ નહિ જડે એવુ લાગતુ હોય તોપણ વસ્તુસ્થિતિ એવી નથી આપણે કોઇ પરગામ કે પરદેશમા હોઇએ અને આપણા ગામનુ કે દેશનુ માણસ બહુ દિવસે મળ્યુ હોય તો આત્મભાવની જે મનોમન સાક્ષી પડે છે તેથી આપણને ઘણો આનંદ થાય છે અને મન ઉભરાઇ આવે છે સૌંદર્યની અસ્પષ્ટ કલ્પના આપણા મનમા જાગ્રત હોય છે, માટે ગુલાબનુ તાજુ ફુલ નજરે પડતા આપણને આનંદ થાય છે. વાત્સલ્ય સ્ત્રીઓમા વસે છે અને જીવતુ જાગતું વાત્સલ્ય તેમની આગળ આવે ત્યારે તેમનું મન આનંદથી ઉછળે છે. સૌંદર્ય, પ્રેમ, દયા, વાત્સલ્ય વિગેરે સદ્‌ગુણો મનુષ્યમા સ્વભાવસિદ્ધ જ વસે છે. તેનુ રહેઠાણ સ્વર્ગલોકમા નથી પણ ભૂલોકના મનુષ્યોના હૃદય મંદિરોમા છે. બીજાની ભાષા અવગત કરી લેવી જેમ મુશ્કેલ છે તેમજ પશુપક્ષીઓની સૃષ્ટિમા મનને લાગતું આપણાપણું મહેસાઇથી અવગત કરી શકાતુ નથી. પણ આપણીજ ભાષા બોલતો માણસ મળતા એકબીજાનું મનો એક એકને જેમ જલદી સમજાય છે તેમ આપણને મનુષ્યને મનુષ્ય માટે થતો આત્મભાવ એકદમ જણાઈ આવે છે. આ આત્મભાવનું કારણ પ્રેમ, દયા, વાત્સલ્ય, આ સદ્‌ગુણોના અસ્તિત્વનું છે. મનુષ્યોને આ સદ્‌ગુણોની જાણ થતાજ બે જીવોને એક થાઓ એમ કહેવાની જરૂર પડતી નથી. આ સ્થિતિનો અનુભવ કોને હોતો નથી? માણસાઇ તો આપણામા છેજ પણ તેને હિંદુ કુટુંબોમાની નવવધુ પ્રમાણે ચોરીછુપાથી

રહેવુ પડે છે, અને વડુએ સાસુને ગમે તેટનુજ અસ્તિત્વ બતાવવુ જોઇએ એમ તેને લાગે છે તેમજ માણસાઈની બાબતમા પણ આપણને લાગે છે જેમ વહુને પાછનુ આગળ કરના ફરના મળે છે અગર તો જેમ દેવોને દેવસેનાની ઓરડી છોડી ઘરમાના બીજા કામોમા કશી ભાજગડ કરવા દેનામા આવતી નથી તેમજ આપણે કાર્યવાર માણસાઈને ખોચડે મુકી દઇએ છીએ અગર દેવ પ્રમાણે પૂજીએ છીએ, પણ આપણા રોજના આચારવિચાર સાથે તેને સબધમા આવવા દેતા નથી આમા આપણે મનુષ્યસ્વભાવને અનુસરી વર્તતા નથી પણ માણસાઈ ભૂલી જઇ વર્તીએ છીએ માણસાઇને ભૂલી ગએલો સમાજ અને માણસ, અધોગતિએ ગયા વિના શી રીતે રહે?

સમાજ સુધારણા કરનાની એટલે ખોચડે પડેલી માણસાઇ રોજના ઉપયોગમા લાવવાની અને તે બાબતમા આવતી અડચણો દૂર કરવાની માણસાઈને રોજના આચરણમા લાવના ઘરની મુખ્ય સ્ત્રીએ કે પુરુષે શરૂઆત કરી ક કુટુબમા આનદ ઉત્પન્ન થાય છે અને સંપ વધે છે આપણને જેમ ક્રાધ, લોભ છે, ગમતુ ન ગમતુ છે તેમજ બીજો પણ માણસજ હોનાથી તેને પણ છે એમ આપણે વાદવિવાદ વખતે મન શાન હોય ત્યારે કબુલ કરીએ છીએ પણ પ્રત્યક્ષ વર્તવાનો વખત આવતા પોતાનો ક્રોધ લોભ કે ગમતુ ન ગમતું શ્રેષ્ટ સમજી તે બીજાપર લાદીએ છીએ આવુ કરવુ એ મોટાઇનુ લક્ષણ નથી ન્યા રાનડેનુ વર્તન મોટા માણસને છાજે તેવુ હતુ અને પાછેના કેટલાક દિવસ ન્યા રાનડેના વર્તનનુ રમાબાઇને અનુ કરણ કરવાનુ કારણ પડયુ હોય તોપણ એક વખત ન્યાયમૂર્તિના વર્તનનો મર્મ જાણ્યા પછી તેમને રાનડેની ઇચ્છા બહાર વર્તવાનુ મન પણ ન થયુ સુનાબના સૌદર્યની જેને જાણ થઈ છે તેનુ મન બીજા કોઇ પણ ફૂલ તરફ ખેચાતું નથી

ન્યા રાનડેનુ વર્તન ખરેખર મોટા માણસને છાજે તેવુજ

હતું. પોતાની જેમ પ્રામાણિક સમજુત હોય છે તેવીજ વડિલોની પણ હોય છે માટે તેમનો અનાદર કરવો એ કોઇ દિવસ માણસાઇને શોભે તેમ નથી. ન્યા. રાનડેએ રમાબાઇના સસરા ગોવિંદરાવ, તાઈ સાસુબાઈ સાથે રાખેલું વર્તન જોઈએ તો આ વાત સ્પષ્ટ થાય છે. છોકરીઓએ ભણવું નહિ કેમકે તેથી તેઓ ચીબાવલી થાય છે એવી તાઇસાસુ બાઈની પ્રામાણિક સમજુત હતી. આ સમજુત પ્રમાણે તેઓ રમાબાઈને બોલતાં ને ન્યાયમૂર્તિની ઝાટકણી કાઢવામાં કંઈ બાકી રાખતા નહિ. ન્યા. રાનડેએ કોઈ દિવસ આ માટે 'તાઇસાસુ બાઇ'ને સામો જવાબ આપ્યો ન હતો. એક વખત ગુસ્સામાં ન્યા. રાનડેએ 'તાઈ સાસુ બાઇ'ને સામો જવાબ આપ્યો. એક વિદ્યાર્થી ચોરી કરી નાસી ગયો. આ વાત ઉતાવળથી રમાબાઈએ જઈ ન્યાયમૂર્તિને તેમના કામ વખતે કહી. તેથી 'તાઇસાસુ બાઈ' તેમને લડયા. આખી જીંદગીમા રમાબાઇનું ઉપરાણું લઈ ન્યા. રાનડે 'તાઇસાસુ બાઇ'ને ખોટું લાગે તેવું પહેલીજ વાર બોલ્યા; પણ થોડા વખત પછી તરત જ એમણે 'તાઇસાસુ બાઈ'ની ક્ષમા માગી. વડિલોનો અનાદર તેમજ અપમાન ન કરતા આપણને જે વાત સારી લાગે તે કરતા રહેવું એવું ન્યા. રાનડેનું મન હતું. એજ વાત તેમણે અંગ્રેજી એડ્રેસ સંબંધી જ્યારે 'તાઇસાસુ બાઈ' બહુજ ગુસ્સે થયાં ત્યારે રમાબાઈનું સમાધાન કરતાં કહી. તેમણે કહ્યું, "કેમ આજનો ઝપાટો કેવો છે? હલ્લો તો બહુજ જોરનો છે. એ બહુ દિવસ સતાવશે એમ લાગે છે. આપણે પણ એટલી જ તૈયારી કરવી જોઇએ. આપણે તે ધીરજથી અને સહનશક્તિથી ખમવું જોઇએ, એમ આપણો નિશ્ચય કરીએ. તેમનો ગુસ્સો વધવા આપણા તરફથી કંઈ કારણજ મળવા દેવાનું નથી. તેમના વખતની સમજ પ્રમાણે તેઓ બોલે છે એમાં એમનો વાંક નથી. પણ તેમને દુભવવા નહિ, સામો જવાબ આપવો નહિ એટલું તું કર. તેમનું ગમે તેવું બોલવું મુંગા મોઢે સહન કરવું, જરા કઠણ તો છેજ એ હું જાણું છું પણ આજ

થતા ત્રાસથી સહન કરવાનુ આપણે શીખીશુ તો તે આપણને આખી જીંદગી સુધી ઉપયોગી થશે. આ ટેવથી ગમે તેટલુ બોલે તોપણ મન ઉંચુ નીચુ થતુ નથી અને ત્રાસ થતો નથી. માટે કાઇ પણ ન બોલતા સાચુ ને યોગ્ય લાગે તે કરવુ, તે છોડી દેવુ નહિ, તે પૂરેપૂરી રીતે ધ્યાનમા રાખ. 'તાઇ સાસુબાઇ' અને અક્કાનો સ્વભાવ કડક છે તેનો શો ઇલાજ? આવા માણુસને સામો જવાબ ન આપવો એ સારૂ. હુ પણ એમનુ બોલ્યુ સાભળી લઉં છુ, તે પણ તુ જોતી નથી? મારા કરતા તને વધારે ત્રાસ થાય છે તે વાત ખરી; પણ બધા માણસો બોલે તો પણ હું તો તારો જ છું ને. તો પછી આટલું ગભરાવાનુ શું કારણ છે? થોડુ ધીરજથી વર્તવા શીખવુ તોપણ ખોટું તો લાગશે જ પણ તે વધારે વાર ટકશે નહિ." રમાબાઈને ઉપર પ્રમાણે કરેલા ઉપદેશમા ન્યા રાનડેનુ મોટાપણુ તો નજરે આવે છે જ પણ તેઓ રમાબાઇના મનમા પોતાને માટે વિશ્વાસ કેવી રીતે ઉત્પન્ન કરતા તેની પણ કલ્પના થાય છે.

પતિપત્નીએ એક બીજાના મનમા પોતાને માટે વિશ્વાસ ઉત્પન્ન કરવો એ કષ્ટમય સ સારને આન દમય કરવામા એક આવશ્યક વાત છે. માણસ જે વખતે ભૂલ કરે છે, ગભરાઈ જાય છે, તે વખતે જે તેને મદદ કરે છે, ધીરજ આપે છે તે જ તેના વિશ્વાસને પાત્ર થાય છે. સંસારમા પતિએ પત્નીને અને પત્નીએ પતિને વિશ્વાસ પોતાના વર્તનથી આપવો પડે છે. સામાન્યત આ જવાબદારી પુરૂષોપર વધારે હોય છે. ગમે તેટલી મોટી ઉમ્મરે લગ્ન થાય તોપણ પુરૂષજ સ્ત્રી કરતા જ્ઞાનથી અને ઉમ્મરમા મોટો હોય છે તેથી તેના પર પોતાની પત્નીને વિશ્વાસ આપવાની જવાબદારી આવી પડે છે. જ્યા સમાજ સારી સ્થિતિમા હોય અને સસારરૂપી પ્રવાહ સીધી રીતે વહેતો હોય, તોપણ ત્યા પણ પુરૂષને પોતાની પત્નીને વિશ્વાસ આપવાની જરૂર હોય છે, તો પછી જ્યા સમાજ અધોગતિએ પહોચ્યો છે અને સંસારરૂપી પ્રવાહ ખડકવાળા પાત્રમાથી વહેતો હોય ત્યારે

આ આવશ્યકના વધારે જ હોય છે. ડૉ. આનંદીબાઇને ગોપાળરાવ જોશીએ વિદ્યાદાન કરવાનું પુણ્ય સંપાદન કર્યું પણ એમણે પોતાની પત્નીને વિશ્વાસ આપ્યો નહિ, એથી અમેરિકા જેવા પરદેશમાં અનેક તરેહની શિક્ષણની સગવડો હોવા છતાં ડૉ. આનંદીબાઇને ગોપાળરાવ જોશીના વહેમી સ્વભાવથી બહુજ ઉદ્વેગ સહન કરવો પડ્યો, એવું ડૉ. આનંદીબાઇના ચરિત્રમાં દેખાઈ આવે છે.

પ્રેમથી વર્તવું અને વિશ્વાસ ઉત્પન્ન કરવો એ કંઇ બે જુદી વાતો નથી. પ્રેમથી જે વર્તે છે તેનું જ વર્તન સીધું કહેવાય. જ્યાં રાનડેના સરળ વર્તનથી રમાબાઇને ન્યા. રાનડેના સ્વભાવની ઓળખાણ પડી અને તેથીજ તેમને ન્યાયમૂર્તિ, એ સુખનું અને સમાધાનનુ ધામ થઇ બેઠા. ન્યા. રાનડેએ રમાબાઇને સાક્ષર બનાવી તેમના સદ્વિચારોને પ્રફુલ્લીત કર્યાં, પણ તેમણે જો ગોપાળરાવ જોશી પેઠે ચીઢીઆપણું બતાવ્યું હોત તો રમાબાઇના મનના સદ્વિચાર જ્યાં અને ત્યાંજ કરમાઈ ગયા હોત. ન્યા. રાનડેએ જેવી રીતે રમાબાઇના સદ્વિચાર ખીલવવાનું કામ કર્યું તેવીજ રીતે તેમણે તેમને તાજા રાખવા જરૂરી એવો વિશ્વાસરૂપી રસ પણ પૂરો પાડ્યો. જમીનમાં જો પૂરેપૂરો ભેજ હોય તો ગુલાબના ક્યારાઓ જ્યારા પવનને અગર બાળી નાખનાર તાપને હિસાબમાં ગણતા નથી; તેમજ જે કુટુંબમાં પતિપત્નીના હૃદયમાં પરસ્પર વિશ્વાસ હોય છે ત્યાં આનંદનો પ્રવાહ કષ્ટમય સંસારની અડચણો સામો થઈ શાંત રીતે વહે છે. રમાબાઇના સન ૧૮૮૧ થી ૧૮૯૩ સુધી એ બાર વર્ષ આ કારણથી સુખમાં ગયાં.

આ બાર વર્ષમાં રમાબાઇના મનમાં સદ્વિચારોના કુણા ફુટી તેમને સાર્વજનિક કાર્યરૂપી કુમળાં પાંદડા આવતાં અનેક વેદનાઓ ખમવી પડી, પણ ન્યા. રાનડે અને રમાબાઈમાં પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થવાથી ક્લેશથી તેમનું મન નિરુત્સાહી ન થતાં વિરોધી વાતાવરણમાથી તેમજ ખળભળેલા દરીઆમાંથી તેમણે પોતાની

સંસારરૂપી નૌકા ધીરજથી હંકારી. રમાબાઈ જ્યારે ભણવા લાગ્યા ત્યારે તેમની ઉંમર નાની હતી, ભણવા સંબંધી રમાબાઇને જે બોલ સાંભળવા પડતા તેથી તેમનું મન ત્રાસથી ઉદાસીન રહેતું. પણ પિતાનો ઉપદેશ ધ્યાનમાં રાખી તેઓ કોઈ દિવસ પણ પોતાને ચતો ત્રાસ ન્યા. રાનડે પાસે કહેતા નહિ તેમજ ઘરમાંના વડિલ માણસોના સ્વભાવ ન્યાયમૂર્તિ જાણતા હોવાથી, " થોડું સહન કરવા શીખવું, આમો જવાબ નહિ વાળીએ એટલે થયું. હું તને કોઈ દિવસ કંઈ બોલતો નથીને ? બીજા કોઇ બોલે તો રડતી નહિ," એમ તેઓ રમાબાઇને ધીરજ આપતા. આ સબંધી રમાબાઇ પોતે એમ ઉલ્લેખ કરે છે કે પોતે શાંત, ગંભીર, અને અતિશય પ્રેમથી કરેલો ઉપદેશ, આ બધો ત્રાસ ખમવામાં મને મદદગાર નીવડતો એવું જો ન હોય તો આ જાતની સતામણીમાં અને ત્રાસમાં આગ જેવી અલ્પવયથી અને અણસમજુ છોકરીનો ટકાવ ન થાત, અગર ઘરમાં રહેવા જોઇએ એવા સુખ ને શાંતિ ન ન્હેત " ઘરની વડીલ સ્ત્રીઓની સમજથી રમાબાઇને ત્રાસ વેઠવાનો પ્રસંગ આવે ત્યારે ન્યા. રાનડે જેમ પોતે ધીરજ આપતા તેમજ રમાબાઇને હાથે ભૂલ થઈ હોય ત્યારે અને બીકનો પ્રસંગ આવે ત્યારે તેમને સંભાળી લેતા.

સન ૧૮૭૮ માં ન્યા. રાનડેની નાશિક બદલી થઈ ત્યાં ગયા પછી કામ કરનાર કોઇ નોકર ન મળવાથી રમાબાઇપર નાધવા સાથે મસાલાનો બધો બોજો આવી પડ્યો. પૂને કોઈ દિવસ ચુલા પાસે જવાની તેમને ગરજ ન પડવાથી તેમની રસોઈ વારે ઘડીએ બગડતી, આ સાર તેમનાપર ગુસ્સે ન થતા, તેમજ જમતા ધમપછાડ ન કરતા ન્યા. રાનડે તેમને સંભાળી લેતા, એટલું જ નહિ પણ તેમણે તેમને સૂપશાસ્ત્રની ચોપડી તેમણે લાવી આપી " (ચોપડી વાચીને) પદાર્થ રાંધતા કાંઈ તો તો ઠીક્જ, નહિ તો આનંદ તો ચરોજ. માણસ પૂર્ણ ધ્યાન આપે તો બધું જ આવડે છે," એવી ધીરજ આપી આગળ ઉપર જ્યારે રમાબાઈ ન્યા. રાનડે સાથે સનાગ જીન્નામાં ફરતા હતા

ત્યારે એવીજ એક વાત બની. મુકામ કોરેગાંવ કરવાનું નક્કી થયું હતું. સવારે વસના નદીપર નાસ્તો કરીને જમવા કોરેગાંવ જવાનું નક્કી થયું હતું. તે પ્રમાણે વસના નદીપર પ્રાતર્વિધિ અને નાસ્તો થયા પછી જરા પણ છુટા કરવા સારૂ ન્યા. રાનડે આગળ ગયા. રમાબાઇને ગાડીમા આવવા કહ્યું હતું. ગાડી જોડે ત્યાં સુધી તેઓ જરા હાથમાં ચાબુક લઇ એક હીંગણા આંબાના ઝાડ પાસે ગયા, અને તેમણે ચાબુકથી ઝાડપર બે ત્રણ ફટકા લગાવ્યા. તેમ કરતાં તેમના હાથની સોનાની બંગડી નિકળી પડી અને તે કોઇ પણ પ્રયત્ને મળી નહિ. ન્યાયમૂર્તિ ગાડીમા બેઠા પછી રમાબાઇએ બંગડી ખોવાયાની વાત તેમને કહી. રાત્રે જમતા રસોઇઆને બોલાવી તેમણે કહ્યું, "અન્નબા! આજ સવારનું પોણોમો રૂપીઆનું અથાણું પીરસવા તો લાવ." ન્યાયમૂર્તિના આ બોલવાથી બધા ચૂપ થઈ ગયા એટલે ન્યાયમૂર્તિએ કહ્યું કે "બંગડી ખોવાઇ ગઈ તેમાં આટલું બધું ખોટું લગાડવાનું કાંઈ કારણ નથી. આજ બપોરે મારી છીંકણીની દાબડી કંઇક ખોવાઈ ગઇ છે. વસ્તુ ખોવાથી સાવધાની કે હોંશિયારી જરા કમતી, એટલોજ દોષ. તે દોષ ન આવે તે સારૂ સાવધ રહેવું, એ સારૂં; પણ તેટલા દોષ માટે આખો દિવસ આટલું ખોટું શા સારૂં લગાડવું? હસી બોલી સમાધાનથી રહેવું એટલે બીજાને પણ સારૂં લાગે."

ન્યા. રાનડે સન ૧૮૮૦ ના અરસામાં ધુળીઆમાં હતા ત્યારે રમાબાઇ ૧૭ થી ૧૮ વર્ષનાં હતાં. ન્યા. રાનડે કચેરીએ જાય એટલે રમાબાઇ ઘણાખરા ઘરમાં એકલાજ રહેતા. આનો ફાયદો લેવાની ઇચ્છા તેમના અધમ પાડોશીને થવાથી પોતાના માણસો પોતાની આડે ન આવે તે સારૂ તેણે પોતાનાં બૈરાં છોકરાંને પુને મોકલવાનું નક્કી કર્યું. આ વાત તેની પત્નીએ, તેનો રમાબાઇપર દિકરી જેવો પ્રેમ હોવાથી રમાબાઇને જણાવી. રમાબાઈ ગભરાયા. સાંજે ફરવા ગયા ત્યારે રમાબાઇએ આ વાત ન્યાયમૂર્તિને કહી; અને આપણે ઘર બદલીએ

એવું સૂચવ્યું. આ વાતથી ન્યાયમૂર્તિને બહુ ત્રાસ થયો. તે રાં
તેમને ઉંઘ પણ ન આવી. છેવટે તેમણે રમાબાઇને સમજાવ્ય
ન્યાયમૂર્તિએ કહ્યું કે "અનીતિમાન માણસથી નીતિમાન માણસ
કોઇ દિવસ ડર હોતો નથી. તેથી નકામું બીજું નહિ; ફીકર કરવ
નહિ. ખરાબ વાતો જેટલી બોલવી ગ્હેલી હોય છે તેટલી તે કર
રહેલ હોતી નથી. તે બાઇએ કહ્યા પ્રમાણે વચલા બારણાને તાળ
મારી સ્વસ્થ મન રાખી પોતાના ઘરમા કંઇને કંઇ કામ કરત
રહેવું," એવું કહી ન્યાયમૂર્તિએ રમાબાઇને, રમાબાઇના ગભરાએલ
મનને ધીરજ આપી. પછી થોડાજ દિવસમા ન્યાયમૂર્તિની મુબા
બદલી થવાથી ધૂણીઆના અધમનો પડોશ એની મેળેજ ટળ્યો.

ધીરજ આપી તેમજ ભૂલો તરફ સહાનુભૂતિથી જોવું તે સાથે
રમાબાઇ જોડે ન્યાયમૂર્તિ છૂટથી હસી બોલી રહેતા; એટલું જ નાં
પણ રમાબાઇના મનની ખિન્નતામા તેમનું મન આનંદી કરવાં
પણ તેઓ પ્રયત્ન કરતા. નાશકનો મુકામ, સતારા જીલ્લાનો સુખ
પ્રવાસ, ઉત્તર હિંદુસ્તાનનો પ્રવાસ એ રમાબાઇને બહુ આનંદ
ગયા. સતારા જીલ્લામા ફરતા, ગામની સ્ત્રીઓને બોલાવી લાવી તેમ
સાથે હળી મળી રહેવા ન્યાયમૂર્તિ વારંવાર કહેતા. સ્ત્રીઓ ચા
ગયા પછી ન્યાયમૂર્તિ પૂછતા, "શુ વાતો થઈ?" રમાબાઇ કહેત
કહેવા જેવી શી વાતો થાય? કંઇક આમ તેમની વાતો કરતાં હત
પછી ન્યાયમૂર્તિ કહેતા," એ ઠીકજ છે. તમે ભણેલા, શહેરમાં રહેના
રોજ છાપાં વાચનાર એવો તમને ગર્વ છે! તેઓ શું બિચાર
ગામડાની! તેમને શહેરના સભાઓની શું ખબર! તમારા એ ભ
કાને અને ગર્વને જોઇ તેઓ અંજાઈ જતા હશે એટલે પછી તેઓ
શું બોલે?" નિશાળના માસ્તર આવી બોલાવી ગયા એવું જ્યા
રમાબાઈ તેમને કહેતા ત્યારે ન્યાયમૂર્તિ કહેતા, "મને પ
કામની ગરબડમાં કાઇક સાભળ્યા જેવું લાગ્યું ખરું પણ ત્યારે ક
ધ્યાનમાં આવ્યું નહોતું. કેટલાક રસ્તે જનાર લોકો બોલ

બંગાળી શીખવા બાબત વાત નીકળી અને જો ન્યાયમૂર્તિ પોતે ભણાવે તો તે હું ભણું એમ રમાબાઈએ ઉત્તર આપ્યો. રમાબાઈનું મન પિતાના મૃત્યુથી ઉદાસ થયુ હતું તેથી તે સ્વાભાવિક રીતે નવા શિક્ષણ તરફ લાગશે નહિ, અને ભણવાનું ટાળવા માટેજ તેમણેજ આપણા ઉપર જવાબદારી નાખી છે એ જાણી ન્યાયમૂર્તિએ પોતેજ રમાબાઇને બંગાળી ભણાવવાનો નિશ્ચય કર્યો. પોતે બંગાળી મૂળાક્ષર લખી રમાબાઇને અક્ષરની ઓળખાણ કરાવી આપી.

ન્યાયમૂર્તિએ રમાબાઇને સર્વ પ્રકારે વિશ્વાસ આપવાથી તેમના બાર વર્ષ આનંદમા ગયા સંસારમા એવુ હોય છે ખરુ, પણ આ દુખનો પર્વત આનંદની કરાગુલીપર સમતોલ રાખી શકાય છે. એકરૂપ થએલા પ્રેમી જોડાપર, રામ સીતા જેવા ચૌદ ચૌદ વરસના વિરહના અગર સમુળગો ત્યાગ કરવાના પ્રસંગો આવે તોપણ મનની ઓળખાણ પડેલી હોવાથી જે અવર્ણનીય આનંદ અનુભવવા મળે તે એ આનંદના જોરપર જ્યા વિરહના અને ત્યાગના દુખના પર્વત સહન કરી શકાય ત્યા સામાન્ય સંસારના દુખો અને કષ્ટો ભૂલી જઈ સંસાર આનંદમય ઉગતો હોય તો નવાઈ નથી. સંસારની આનંદમય સ્થિતિની ખાતરી રમાબાઇને આ બાર વર્ષમા થવાથી આગળના સંસારના કષ્ટના પ્રસંગો તેમણે ધીરજથી સહન કર્યા. રમાબાઇના આયુષ્યની સન ૧૮૮૧ થી ૯૩ એ સુધીના એ બાર વર્ષનો વખત એક રીતે બહુજ સુખમા ગયો. ન્યાયમૂર્તિ રાનડેને હજાર, દોઢ હજારનો પગાર મળતો હતો. તેમણે લોકોમા તેમજ દરબારમા સારૂં માન મેળવ્યુ હતુ લોકમાન્યતા, રાજમાન્યતા અને લક્ષ્મીની કૃપાદૃષ્ટિ એવો ત્રિવેણીસંગમ આ બાર વર્ષની ઉત્કૃષ્ટ દશામા રમાબાઇને અનુભવવા મળ્યો. આવુ ભાગ્ય કોઇના પણ નશીબમા નથી, એવું કહીએ તો વધારે પડતું નથી. તેથી '**तेहिनो दिवसा गता**' એવો રમાબાઇને યાદગીરીઓ લખતા તેમ પોતાના માટે લાગતું હશે તેમજ આજે મહારાષ્ટ્રની બાબતમા પણ કહેવા હરકત નથી.

## [ ૭ ]

# વટવૃક્ષ નમ્યો.

---

"सुख पहातां जवा पाढे । दुःख पर्वता पवढे"... ..... આ તુકારામ મહારાજની અભંગ વાણી અગર તો कस्यैकान्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा । नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण । આ કાલિદાસની ઉક્તિ, જે વખતે દુનીઆનો વહેવાર સીધી રીતે ચાલતો હોય તેવીજ વખતે મનનું સમાધાન કરી શકે છે, તે વગર નકામી છે. દરેક સૃષ્ટ વસ્તુની પાછળ પરમેશ્વરે ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એવી અવસ્થાઓ મુકેલી છે. દુનીઆની વહેવારની દૃષ્ટિએ સ્થિતિ અને અવસ્થા સૌથી વધારે મહત્વની છે. આમાં બાલ્ય, તરૂણ અને જરા એ ત્રણનો સમાવેશ થાય છે. વેલાને ફૂલ આવ્યા પછી તે ખીલે છે, ફલે છે અને કરમાઈ જઈ નષ્ટ થાય છે ફૂલની માફકજ મનુષ્યની અને સંસારની પણ સ્થિતિ છે. આપણામા સંસારની દૃષ્ટિએ જે મનુષ્યના આયુષ્યની વહેંચણી કરવામાં આવી છે તેમા વીસથી સાઠ વર્ષ એ સંસારની દૃષ્ટિએ સ્થિતિનો કાળ કહેવાય. વીસ વર્ષ પછી સંસારની કળી ખીલવા લાગે છે, પછીના વીસ સંસારની વૃદ્ધિ થવામા જાય છે, અને છેલ્લા વીસ વર્ષમા સંસાર પૂર્ણતાએ પહોચે છે, અને સંસારરૂપી સુરજ આથમવા લાગે છે. જ્યારે બધાઓના સંસાર આવી સ્થિતિમાંથી પસાર થાય છે ત્યારેજ દુનિયાના વહેવાર સારી રીતે ચાલે છે એમ કહેવાય.

સંસારને સુંદર ઉપવનનુ સ્વરૂપ આપવુ અગર તો તેને એક ભયંકર અરણ્ય બનાવવું એ પરમેશ્વરે મનુષ્યનાજ હાથમા સોંપ્યું છે. મનુષ્યને બાદ કરતા બધા પશુપક્ષીઓ પરમેશ્વર જેવી

સ્થિતિમા મૂકે તેમાજ આનંદ માને છે પણ માણસને તેમા સુખ લાગતુ નથી પ્રતિસૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિનો ઉપયોગ કર્યા વગર તેને ખરો આનંદ મળતો નથી દુનીઆ એ જેમ પરમેશ્વરની સૃષ્ટિ છે તેમજ સંસાર એ મનુષ્યની સૃષ્ટિ છે સંસારરૂપી સૃષ્ટિ ઉત્પન્ન થતા ન્હાનાં રાષ્ટ્રો અસ્તિત્વમા આવે છે, અને અનેક સંસ્કૃતિઓનો ઉદય થાય છે ખીલતા ફૂલો તથા કરમાતા ફૂલો અને પાસ પાદડાઓનાજ ઢગલા સવારના પહોરમા બગીચાઓમા જોવામા આવે છે ખરા પણ જ્યાસુધી નવા નવા ઝાડોને ફળફૂલ આવતા જાય છે ત્યાસુધી કરમાએલા પાદડા અને ફૂલો આપણા મનને દુખી કરતા નથી પણ જ્યારે બગીચામા ફળફૂલને બદલે ખડનુ વધવા લાગે છે તેમજ સમાજમા સદાચારને બદલે દુરાચાર વધવા માડે છે ત્યારે સમાજની ખરાબ સ્થિતિ મનને ખટક્યા વિના રહેતી નથી

મહારાષ્ટ્રનો સંસાર આ ખરાબ સ્થિતિમાથી હજુ પણ છૂટ્યો નથી પચાસ વર્ષ પહેલા તો તે આ ખરાબ સ્થિતિની સંપૂર્ણ સત્તા નીચે કચડાઈ રહ્યો હતો ઉમ્મરનો વિચાર ન કરતા, છોકરીને પરણાવવી અને વિધુર લગ્ન કરવુ, એને સદાચાર કેમ કહી શકે? આ દુરાચારનુ પરિણામ છોકરીઓને ભોગવવુ પડે છે ગૃહસ્થાશ્રમ એ દાંપત્ય વિના ન થઈ શકે દંપતી – વિવાહીત સ્ત્રીપુરુષ એ ઉમ્મર, ગુણ, અને જ્ઞાન એ બાબતોમા સમાન હોવા જોઈએ જ્ઞાનને કુળની જેટલી કાળજી રાખવામા આવે છે તેથી પણ વધારે ઉમ્મરની બાબતમા કાળજી રાખવી જોઈએ સંસાર જો સારો નિવડે તો તે સુખ અને સમાધાનનો થવા ગુણ અને જ્ઞાન મદદ કરે છે પણ સંસાર થવાજ મૂળ ઉમ્મરનો પાયો મજબુત હોવો જોઈએ એ તરફ મહારાષ્ટ્ર બિલકુલ બેદરકાર હતુ અને હજી પણ છે આથીજ જબરજસ્તીનુ વૈધવ્ય આપણી ગરીબ બાળાઓપર લાદવાનુ પાપ મહારાષ્ટ્રના હાથે રોજ થાય છે આ પરિસ્થિતિથીજ આજનો કૉલેજનો તરુણ કૉલેજની બહાર પડે છે ત્યા તો તે ઘરડો દેખાવા લાગે છે તેવીજ રીતે

વિધુરોની પત્નીઓનો સંસાર તેમની ખરી જુવાનીમાં કરમાતો જોવામાં આવે છે.

બીજી બધી રીતે નશીબદાર રમાબાઈની સ્થિતિ આથી જુદી નહોતી. ન્યા. રાનડે અને રમાબાઈની ઉમ્મરમાંના આ ફેરથીજ રમાબાઇના સંસારને જ્યારે પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત થવાનો વખત આવ્યો ત્યારે તે કરમાવા લાગ્યો; એવું થશે એમ રમાબાઇને કહેવા કોઈ જોશીની જરૂર નહોતી. આ વાતની તેમના મનને જાણ હતી. આથીજ સન ૧૮૯૧ માં જ્યારે કરમાળા મુકામે ન્યાયમૂર્તિને કોલેરા લાગુ પડ્યો ત્યારે તેમના મનની સ્વાભાવિકજ ધીરજ ખૂટી.

તારીખ ૨૬ મી ફેબ્રુઆરી ૧૮૯૧ ને દિવસે ન્યાયમૂર્તિને કોલેરા લાગુ પડ્યો અને બે દિવસમા તેણે તેમને થકવી નાંખ્યા. તેમને ઘણોજ ઘામ થતો અને હાથ પણ કાળા પડવા લાગ્યા. મોહું પણ ભસ્મ લગાડ્યા જેવું કલાહીન દેખાવા લાગ્યુ. તેમનો સાદ ઘણોજ ઉંડો ગયો હતો; તોપણ "તુ ગભરાતી નહિ. કશી બીક રાખીશ નહિ. બાટલીપર બરાબર વાચી દવા આપ. ગભરામણમાંજ કાંઇ બીજુંજ આપીશ," એવી ન્યાયમૂર્તિ રમાબાઇને હિંમત આપતા હતા. તે પણ ત્રીજે દિવસે બોલવું બંધ થઇ મળતી ધીરજ બંધ થઈ. આ વખતે ધરતી અને આકાશ વિના હવે આપણી પાસે કોઈ નથી એવી રમાબાઈની દયાજનક સ્થિતિ થઈ.

આ વખતની પોતાના મનની સ્થિતિ સંબંધી તેઓ પોતાની 'યાદગીરી'ઓમાં લખે છે, "દયાળુ અને બધાની વ્હારે ધાતો તે માયાળુ પરમેશ્વર આ વખતે ક્યા છે? મહારો આજસુધી બધોજ વિશ્વાસ તેનાપર છે, તેના વગર મારૂં એવું આ વખતે બીજું કોઈ નથી; એ શું એ નથી જાણતો? વગેરે મારા મન સાથે એકલીજ બૂમ રડી અને તે જ આવેશમા ઉઠી. નાડ જોઈ પાસે ડૉક્ટર અને કારકુન બેઠા હતા તેમને હું જરા અંદર જઈ આવું છું એમ કહી જે

મંદિરમા અમે ઉતારો લીધો હતો તેજ મહાદેવના ગાભારામા મહાદેવ સામે હુ જઈ બેઠી.

આ, રાતના ત્રણનો સુમાર હતો. અંદર એક ઘરડી પુજારણ સુઈ રહી હતી, તેને બહાર જવા મે કહ્યુ કોડીયામાંનો નદાદીપ બહુજ ઝાંખો બળતો હતો તે પણ ઠીકજ હતુ. કેમકે આ વખતની મનની વૃત્તિ એવી હતી કે પરમેશ્વર અને હુ એ સિવાય બીજું કોઈ ત્યા ન જોઇએ દીવો પણ ન હોત તો સારૂજ એમ લાગ્યુ પણ બળતો હતો તે બુઝવવા હિંમત ન થઈ એવુ મનમા લાવવું પણ અશુભ છે એમ લાગવાથી હુ પરમેશ્વર આગળ જરા ગાઢ જેવીજ બેઠી. મોઢેથી કઈ ન બોલાયુ એટલે પરમેશ્વર આગળ માથુ મૂકી હુ ધીમેથી પણ ખૂબ રડી પુષ્કળ રડવાથી મન જરા હલકુ થયુ ત્યારે મનને ગમ્યુ તેવુ બોલી પ્રાર્થના કરી અને છેવટે મન બહુજ નરમ થયુ હતું તોપણ . ........

"હમે ગરીબ સંકટમા સપડાએલા તારે આગળે આવી પડ્યા છીએ તને ગમે તે રીતે અમને બચાવ તુ સર્વાન્તર્યામી કહેવાય છે તો તને મારી દયા ન આવે તોપણ આ બહારના મોટા કુવાને મારી દયા તો આવશે, જે ખરેખર તે મ્હારો સમાસ કરી લેશે" વિગેરે ઘણુ બબડી બધી રીતે થાકી જવાથી કે કોણ જાણે શાથી મદદ આટલો બધો ભય કર હોવા છતા થોડોક વખત ત્યાંજ મારી આખ મળી

એટલામા મને એક સ્વપ્નુ આવ્યુ કે હુ કોઈક ડુંગરમાના મંદિરમા ગઈ છુ મંદિરની નીચે જ કૃષ્ણા નદી વહે છે તેના કાંઠે વડના વૃક્ષો હેરફેર હોઈ તેમને મજબુત ચોતરા બાંધેલા છે. વચમા મોટા ઘાટ છે એવા એક ઉંચા ઘાટ પાસેના ચોતરા પરના વટ-વૃક્ષને બે હાથ મૂકી હુ નીચેની મઝા જોતી ઉભી છુ. તે દિવસે વિશેષ કંઈ પર્વણી હોવાથી હજારો સ્ત્રી પુરુષો કૃષ્ણા નદીમાં નહાતા હતા હું જે મોટા વૃક્ષને અઢેલી ઉભી હતી તે મોટું વૃક્ષ પડે છે કે

શું એમ આગળ નમવા લાગ્યું; અને તેથી ચોતરાના પત્થર ઉખડવા લાગ્યા. આ જોઈ હું બહુ જ ગભરાઈ ગઈ અને બેઉ હાથે તે વૃક્ષને પકડી ભારે શોકથી નીચેના બ્રાહ્મણોને બુમો મારી કહેવા લાગી કે "અરે જુઓ આ વૃક્ષ પડે છે; કોઈ નીચેથી તેને ટેકો આપો. જો આ પડશે તો હજારો માણસોના જાન જશે, એવું કહી મારામાં હતી તેટલી બધી શક્તિથી હું તે વટવૃક્ષને મારા તરફ ખેંચવા લાગી. મારો જીવ ગભરાયો અને મ્હોં કોરૂં પડયું અને એટલામાં નીચેના લોકો બીનાજ કપડે દોડી આવ્યા અને હજારો માણસોએ હાથે વટવૃક્ષને ટેકો આપ્યો તેવું થવાથી તે વૃક્ષ ન પડતાં એટલું ને એટલુંજ રહ્યું. હવે તે નીચે પડતું નથી એવી ખાત્રી થવાથી લોકોએ હાથ છોડયા; અને મને આનંદ થયો. મારા હાથ તો વટવૃક્ષનેજ હતા ત્યાં તો શિરસ્તેદારે આવી મને બોલાવી."

રમાબાઈના મનમા હતું તે જ તેમને સ્વપ્ને દેખાયું એટલુંજ નહિ પણ તેજ બન્યું. શિરિસ્તેદારે રમાબાઇને મંદિરમાંથી જગાડી બોલાવી લાવ્યા પછી ન્યા. રાનડેને જોરથી ઉલટી થઈ, તેમની તાકાત ગઈ અને તેમણે એકદમ ડોક નાંખી દીધી. ડૉકટરે હેમગર્ભની માત્રા આપવા કહ્યું. રમાબાઇએ તે તુલસીના રસમા ચટાડી. આ વખતે નાડનું કંઈ ઠેકાણું ન હતું, તેથી ન્યા. રાનડે પોતે પણ ગભરાયા. "હવે મને કાંઈ ઠીક નથી. કયાં પુના અને કયાં હું! તું છેક એકલી છે" એવું બોલવાની સાથે ન્યાયમૂર્તિને રોવું આવ્યું. તે આગળ બોલ્યા, "ગભરાશો નહિ, પરમેશ્વર તા'રો છે. ઘેર તાર કરી દુર્ગાને બોલાવ."

રમાબાઈએ ઘેર આવી પહેલાંજ તાર કરી પોતાના નણંદ દુર્ગાબાઇને અને ડૉકટર વિશ્રામને એકદમ લઇ આવવા ગાડી સ્ટેશને મોકલી હતી. રમાબાઇને આમ ધીરજ આપે છે ત્યાં સુધી માત્રાની અસરથી ન્યા. રાનડેને સુસ્તી આવી, પણ નાડ બંધ થઈ છે એમ લાગવાથી રમાબાઈ ગભરાયાં એટલે ડૉકટરે ઉંઘમાં છે, ગરબડ

નથી. વૈધવ્ય બધાજ રાષ્ટ્રોમાં હોય છે, હિંદુસ્તાન કે મહારાષ્ટ્ર એને અપવાદ નથી એ ખરૂં છે પણ સુખનો સંસાર થયા પછી વૈધવ્ય આવે તો તે એટલું બધું લાગતું નથી અકાળે વૈધવ્ય આવવું અને તે પણ સમાજમાં રૂઢ થએલી એક અનિષ્ટ ચાલથી પ્રાપ્ત થવું એ વાત કોઈપણ સહૃદય માણસના અંતઃકરણને ચીર્યા વગર રહેશે નહિ. યુરોપીઅન અને મુસલમાન સ્ત્રીઓ કરતાં હિંદુ સ્ત્રીઓ વધારે પરાવલંબી છે સમાજનો વહેવાર સારી રીતે ચલાવવાની દૃષ્ટિએ હિંદુ સ્મૃતિકારે સ્ત્રીઓની બાબતમાં સૂચવેલી વ્યવસ્થા ખોટી નથી પણ આ વ્યવસ્થાનું આધારભૂત તત્વ જ્યારે સમાજના આચરણમાંથી જતું રહે છે ત્યારે એ વ્યવસ્થા-આખું ઘર પોતાપર ભાગી પડવા જેવું એકલા સ્ત્રી વર્ગના માથે આવી પડે છે. લોકોમાં માણસાઈ છે તે કેવી રીતે જોઈએ અને તેનો વિકાસ થવો જોઈએ એવા હેતુથી આપણા શાસ્ત્રકારોએ સમાજવ્યવસ્થા નક્કી કરી આપી છે પણ આ માણસાઈને મહારાષ્ટ્રનો પુરૂષવર્ગ પરાઙ્મુખ થવાથી મહારાષ્ટ્રમાં સ્ત્રીઓને ભાગે સમાજના જેટલાં અસહ્ય દુઃખો છે તેટલાં સઘળાં આવે છે વંશની પરંપરા કાયમ રાખવાનું, શિશુ સંગોપનનું જે મહત્વનું કામ માતા તરીકે સ્ત્રીઓપર આવે છે તે કામ તેમને સારી રીતે પાર પાડતા આવડે માટે અમારા શાસ્ત્રકારોએ સ્ત્રીઓને માથે કમાવાની જવાબદારી મૂકી નથી નાનપણમાં સ્ત્રીઓનું પાલનપોષણ પિતાએ કરવું, જુવાનીમાં પતિએ, અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ કરવું એવો નિશ્ચય કરી સ્ત્રીઓની પાલણપોષણ માટેની ફીકર અમારા શાસ્ત્રકારોએ કાઢી નાખી છે. તે જ પ્રમાણે છોકરાની બાબતમાં બેફીકરપણું ન થાય માટે અમારા સ્મૃતિકારોએ છુટાછેડા લઈ ઘર બદલવાની પરવાનગી સ્ત્રીઓને આપી નથી માતાનું કર્તવ્ય સ્ત્રીઓએ સારી રીતે પાળી છોકરાઓની સાચવણી થાય અને આ રીતે આપણો સમાજ સુદૃઢ અને સુખી થાય એવી દૂરદૃષ્ટિથી શાસ્ત્રકારોએ ઘડી આપેલા નિયમો જુના શાસ્ત્રાભિમાની કહેવડાવનારા પુરુષો પણ

નીચે ગઈદી સ્ત્રીઓને ફસાવવા જેટલુ અને સતાવવા જેટલુ જ માત્ર શાસ્ત્રને માથે ચઢાવે છે મહારાષ્ટ્રના સંસારને પુરુષોએ માણસાઇ મૂકી દીધાથી આવી વિપરીત સ્થિતિ પ્રાપ્ત થઇ છે આ સ્થિતિનો દેખીતો દાખલો એટલે મહારાષ્ટ્રની તરુણ બાળાઓને પ્રાપ્ત થતુ અકાળે વૈધવ્ય એ જ છે એવો પ્રસગ આપણાપર આવતા તુકારામના 'અભગ' કે કાલિદાસના 'સુભાષિતો' મનનુ સાત્વન શી રીતે કરી શકે ?'

મહારાષ્ટ્રના પુરુષોએ માણસાઈ છોડવાથી, શાસ્ત્રકારોએ સારી પેઠે ગાથા સમાજના હિત તરફ જોઈ કરેલા નિયમો હિંદુ સ્ત્રીઓને પુરુષોના ગુલામ બનાવવા કારણ નિવડયા છે સ્વભાવત જ હિંદુ સ્ત્રીઓની પતિ વગર ત્રિશકુ જેવી દશા થાય છે વરસાદ પલાળે, રાજા દડે, ધણી છાડે તો ફરીઆદ કોને કરવી એવી સ્થિતિ થવાથી પતિનો આધાર ન છુટે માટે તેઓ પોતાની આખી જીદગી બીકમાજ કાઢે છે વેલીને જેમ વૃક્ષનો આધાર તેમ હિંદુ સ્ત્રીઓને પતિનો આધાર હોય છે આ આધાર છુટે છે એમ લાગતાજ તેમના મનની કેવી સ્થિતિ થાય છે એ મિસ રમાબાઇએ કરેલુ વર્ણન આ પ્રકરણમા આવ્યુ જ છે સામાન્યત દરેક સ્ત્રીને પુરુષોએ ઉત્પન્ન કરેલા પરાવલબીપણાથી, સસારમા પતિનો આધાર તુટી જશે કે એમ એવી બીક લાગ્યા કરે છે, ત્યા જેને વૈધ થની તલવાર પોતાપર લટકયા કરે છે એની જાણ હોય છે એવી સ્ત્રીના મનની સ્થિતિ કેવી થતી હશે ? એના વર્ણનો 'વાટગીરીઓ'મા ઠેરઠેર વાચવા મળે છે હિંદુ સ્ત્રીઓને ભાગે મહારાષ્ટ્રમા આવેનુ પરાવલબીપણુ ઉમ્મર તરફ લક્ષ ન આપતા વિધુર સાથે લગ્ન કરાવી આપવાથી માથે લટકતી વૈધ થની તલવાર, ને તેમા હિંદુ સ્ત્રીઓના મનને સ્વાભાવિક રીતે લાગતો પતિપ્રેમ એનો ઉત્કૃષ્ટ મેળાપ રમાબાઇના ચરિત્રમા થવાથી તેમણે ન્યાયમૂર્તિ રાનડેના મરણોત્તર મદવાડના કરેલા વર્ણનો વાચતા, વાલ્મીકિ ઋષિના હૃદયમા ઉદ્ભવેલા કરુણ રસમા આપણે ડુબકીઓ મારીએ છીએ એમ લાગે છે

એવી અપૂર્વ કરુણ સ્થિતિમાં રમાબાઇના સંસારના સન ૧૮૯૧ થી ૧૯૦૧ સુધીના દશ વર્ષ ગયાં. સન ૧૮૯૧ માંના કરમાળાવાળા મરણતુલ્ય મંદવાડ પછી ૧૮૯૩ ની સાલમાં સોનાપુરમાં ન્યા. રાનડે પેટમાં શુક આવી માંદા પડયા. સોલાપુરમાં ખુલ્લા મેદાનમાં ત્રણ દિવસ સુધી એકસરખાં 'હિંદુસ્તાનની ઔદ્યોગીક પ્રગતિ અને વેપાર' એ વિષય ઉપર ભાષણો આપવાથી ન્યા. રાનડે થાકી ગયા અને ત્રીજા ભાષણની રાત્રે ઘેર આવ્યા પછી તેમના પેટમાં શુક આવવા લાગી. મંદવાડમાંથી ન્યાયમૂર્તિ જલદીજ સાજા થયા પણ આ મંદવાડે એમનું આયુષ્ય ઘણું કમતી કર્યું એવું કહીએ તો ખોટું વાંધો નથી. આ મંદવાડમાંજ રાવસાહેબ રાનડે મુંબાઇના હાઇકોર્ટના ન્યાયમૂર્તિ થવાનો હુકમ મળ્યો. મુંબાઇ ગયા પછી મુંબાઇના આઠ વર્ષમાં, ત્રણ વખત ન્યાયમૂર્તિ મૃત્યુના પંજામાંથી બચ્યા. આ માટે રમાબાઇએ પરમેશ્વરનો આભાર માન્યો છે.

જુન ૧૮૯૫ માં મહાબળેશ્વરથી બહાર આવતાં 'રકતોંડીના ઘાટ' પાસે આવ્યા. ગાડી ઘાટમાં આવતાં ન્યાયમૂર્તિ ગાડીમાંથી ઉતરી પગે ચાલતા આગળ નીકળ્યા. રમાબાઇ પણ તેમની પાછળજ નીકળ્યાં. ન્યાયમૂર્તિ આગળ અને રમાબાઇ પાછળ, તેમને પહોંચી વળવા માટે વચમાં વચમાં રમાબાઇને દોડવું પડતું, એવી રીતે બેઉ જણ ઘાટની પાસે આવી પહોંચ્યાં. ત્યાં એક પુલ પાસે બે મોટા જંગલી વીંછી સુમારે ચાર સાડાચાર ઇંચ લંબાઇના અને એક દોઢ ઇંચ પહોળા હશે એવા પીઠ તરફ ડંખ વાળેલા, જે ટચલી આંગળી જેટલા જાડા હતા, તેમનો રંગ ગોળની કાળી ચાસણી જેવો હતો. તે બે વીંછી એકબીજાની પાછળ જતા હતા. ન્યાયમૂર્તિના પગ તરફ રમાબાઇની નજર હોવાથી ન્યાયમૂર્તિનું બીજું કે ત્રીજું પગલું વીંછીઓપર પડશે એવી રમાબાઇને બીક લાગી. રમાબાઈ 'યાદગીરીઓ'માં લખે છે, "હું બહુજ બી ગઈ અને કદાચ મોઢેથી બુમ પાડી હોત, પણ શું થયું કોણ જાણે વીંછીપર પગ પડે તે

પહેલા આપણે જઇ પહોચવુ અને હાથે તેમને એકબાજુએ કરવા એવા વિચારે હુ દોડી પણ હુ ત્યા પહોચુ તે પહેલાજ ચોને વીંછીઓ ઓળગી બે ત્રણ ડગલા આગળ ગયા હતા"

"આ બધુ લખતા દસ-પદર મિનિટ થઇ, પણ વાત બનતા તો પાચ દસ સેકડ પણ લાગી નહિ દોડતા "રસ્તામા વીંછી છે એનાપર પગ પડશે" એવુ બોલાની ક મોટેથી બુમ પાડી મારાથી કહેવાયુ નહિ હવે ત્યા. ગનડેનો તે વીંછીપર પગ પડશે એવા વિચારે મનમા ગભરામણ થઈ એક પગ મારી આખો મીચાઈ ગઈ પણ આખો ઉઘાડી જોઉ તો વીંછી ઓળગી આગળ ગયેલા પગના પહેલા માફકજ જોરથી પડે છે. આ જોઈ હુ બહુજ ખુશી થઈ અને આટલુ મોટુ સકટ ટળ્યુ તેથી મે પરમેશ્વરનો પાડ માન્યો"

સન ૧૮૯૬-૯૭ની સાલમા મુબાઇમા પ્લેગ શરૂ થયો ત્યા પ્લેગથી ત્યા ગનડેના ઘણા નોકર માદા પડ્યા તેમા કાશીનાથ, માતાદિન, એવા એમના માનીતા ત્રણ નોકરો મરી જવાથી પોતાને હાથે કઈક ભૂલ થઈ હોય એવુ ત્યા રાનડેના મનને લાગવા માડ્યુ તેનામા ગ. આ. ચિંતામણ નારાયણ ભટ, એ પરમસ્નેહીના મૃત્યુની ખબર મળવાથી ત્યા ગનડેને બાહુજ દુખ થયુ બોલવુ કમતી થયુ અને અન્નપરથી મન ઉઠી ગયુ અન્નદેવનો આ મદનાડ વધવાથી માર્ચ મહિનામા કોર્ટની રજા મળતાજ ન્યાયમૂર્તિ મહાબળેશ્વર ગયા ત્યા પાચ છ દિવસ થયા, તોપણ ન્યાયમૂર્તિની પ્રકૃતિમા પડવો જોઇએ તેવો ફેર પડ્યો નહિ એવાજ બીજા પાચ સાત દિવસ ગયા પછી એક દિવસ રાત્રે અન્નની રુચિ એકાએક થવા લાગી તે દિવસે ન્યાયમૂર્તિએ જમતા બીજી વાર પીરસવા આવેલા શાકદાળ માગી લીધા, એ જોઈ રમાબાઇને મનમા ઘણો આનદ થયો "ગયા અઢી ત્રણ મહિનાથી મારા મનને હૃદરોગ જેવી જે ફિકર લાગી રહી હતી તે આજે દૂર થઈ છે, આજે પરમેશ્વરે આપણાપર કૃપા કરી છે એવુ લાગવાથી ત્યાજ થોડી વાર બેસી મે મનમાને મનમા પરમેશ્વરનો બહુ આભાર

માન્યો. પ્રાર્થના કરી, અને તારી કૃપાથી મારા દિવસ આવાજ સુખમા જાઓ એવી માગણી માગી. આ વખતે મારી આંખો આસુંથી ભરાઇ ગઈ, પણ બીજા કોઇની ધ્યાનમાં આવતાં પહેલાંજ લુછી નાંખી. વિષય બદલ્યો" એવું રમાબાઇએ પોતાની 'યાદગીરી'ઓમા લખ્યું છે.

આ પછી ત્રીજા અપમૃત્યુનો વખત એટલે સન ૧૮૯૯ ની મહાબળેશ્વરની સ્વારીમા થયેલો 'સન્ સ્ટ્રોક' હતો. મહાબળેશ્વર ગયા પછી બે અઠવાડીએ એક સવારે તાપ બહુજ સખત હતો. ન્યાયમૂર્તિને બહારથી ફરી પાછા આવતાં અગીઆર વાગી ગયા. તેમનું મો તાપથી હમેશા લાલ થતું, પણ આજે તે લાલીપર કાળાશ આવી હતી. પહેરેલી બંડી પરસેવાથી પલળી ગઈ હતી. તેમની દષ્ટિમા શુન્યતા આવી હતી. તેથી રોજની માફક કાગળ વાંચી સંભળાવતા તેમને બરાબર સમજ પડતી ન હતી. જેમ તેમ જમી ન્યાયમૂર્તિ પથારીપર સુઇ ગયા. તાવ જેવું વિશેષ લાગતું નહોતું પણ માથુંજ માત્ર તપી ગયું હતું. આજે તાપથી માથાને જરૂર કંઈ વિકાર થયો છે એવું રમાબાઇને લાગ્યું. રમાબાઇની બીક કંઇ ખોટી નથી, એવું ડૉકટરોએ કહ્યું: "આ પ્રમાણે સાત આઠ દિવસ ગયા પછી" રમાબાઈ આ પ્રસંગનું વર્ણન કરતા 'યાદગીરી'ઓમાં લખે છે:

"એક દિવસ રાત્રે સાડા દશના સુમારમા પોતાને સારી ઉંઘ આવી હતી. મને હાસ ઘણીખરો ઉજાગરોજ હતો. તેમાં વળી તે દિવસે હું વધારે થાકેલી હોવાથી પોતાને પગે આજે તું ઘી ચોળ એમ નોકરને કહી હું પાસેના છોકરાઓના પલંગપર સુઇ ગઈ; અને તરતજ ઉંઘી ગઈ. સુમારે અડધા કલાકે જોરેથી હસવાનો અવાજ મારે કાને પડવાથી હું એકદમ જાગી ગઇ. મંદવાડની બીકર મનમાં હતીજ પણ આંખ ઉપર બહુ ઉંઘ હોવાથી શું બને છે તેની ખબર પડી નહિ. એટલામાં બીજી વાર એવુંજ જોરેથી હસવું સંભ-

ભાયું. હસવું કોનું છે તે ઓળખી હું અહુજ ગભરાઇ, અને હું બોલી શકી નહિ. તોપણ તેવીજ સ્થિતિમાં પોતાના પલંગ પાસે જઇ "શું થયું? શું થાય છે?" એવું ગભરાયેલા મને અસ્પષ્ટ શબ્દે પૂછયું.

ત્યારે પોતે કહ્યું, "ગભરાઇશ નહિ, હું જાણું છું. પણ દીવો લાવી તારો ડાહ્યો નોકર શું કરે છે? તે એકવાર તું જો."

નોકર ઘી ચોળતો હતો તે હું જાણતી હતી. માટે મેં કહ્યું, "આ શું? નોકર શું કરે છે? તે ઘી ચોળે છે."

ત્યારે કહ્યું, "એક વાર તું દીવો લાવીને જોતો ખરી પછી તને હસવાનું કારણ જણાશે."

હું બહારથી દીવો લાવી જોઉં છું તો નોકર પોતાનો એક પગ એના ખોળામા લઇ ઘી ચોળે છે, અને માથું પગે અથડાય એવાં ઝોકા ખાય છે. પણ બેઉ પગમા મોજાં એમને એમ હતા, અને મોજાં પરથી ઘી ચોળવાનું શરૂ હતુ. આ જોઇ મને પણ હસવું આવ્યું. નોકરની આ મૂર્ખાઇ માટે એને ખૂબ પાઠી જગાડયો.

"બીજે દિવસે સવારથી પંદર દિવસ પર ગએલી પોતાની સ્મરણશક્તિ આજે પાછી આવી એવી મારી ખાત્રી થઈ; કારણ કે બીજે દિવસે યાદ માટે બધા માણસો ભેગા મળ્યા ત્યારે રાત્રે બનેલો ગણ નોકરના ડહાપણનો બનાવ પોતે હસીને દિયર પાસે કહ્યો, અને તે દિવસથી પ્રકૃતિ સુધરવા લાગી. આ પ્રમાણે આ મંદવાડ આટ-લેથીજ સર્યો અને મારા ભાગ્યમા હતું માટે બીજા કેટલાક દિવસ મને સહવાસનો લાભ મળ્યો."

મૃત્યુના કબજામાં આપણે જઇએ છીએ એવી જાણે ન્યાય-મૂર્તિને થવા લાગી. તેમનામા પણ 'સન્ સ્ટ્રોક' મંદવાડ પછી ઉદાસીનતા ઉત્પન્ન થઈ; તેઓ ખાવાપીવાની બાબતમાં કેટલાક નિયમો કડક રીતે પાળતા તે કોઈની જાણમા ન આવવા દેવાની કાળજી રાખે છે એવું રમાબાઇની નજરે આવવા લાગ્યું.

સન ૧૮૯૧ થી તે ૧૯૦૧ આ દસ વર્ષનો રમાબાઈના સંસારનો વખત એવી રીતે જો કે મૃત્યુની છાયામાં ગયો તોપણ બહુજ ધીરજથી અને આનંદથી રમાબાઇએ આ દસ વર્ષ ગાળ્યાં. મહાગૃહનો સંસાર અનેક કારણોએ ચોતરો ઉખડેલા વટવૃક્ષની નીચેથી વહેનાર કૃષ્ણા નદી પ્રમાણે સ્ત્રીઓને ભયપ્રદ થયો હતો અને હજી પણ છે, તેથી પોતાના સંસારનો આધાર તૂટી પડી આપણે ભવનદીમા ગોથા ખાઈશુ એવી બીક હિંદુ સ્ત્રીના હૃદયમા હમેશ વસે છે. રમાબાઇના સંસારના કાકાપરનો વટવૃક્ષ નમ્યો હતો, તોપણ રમાબાઇએ સુગૃહિણીને છાજે એવી રીતે આ દસ વર્ષમા આવેલી સંસારમાની આપત્તિઓને વેઠી, એવું આગળપરની હકીકત ઉપરથી વાચકોને જણાશે.

---

## [૮]

## મુંબાઈના આઠ વર્ષ.

સન ૧૮૯૩ની આખરે ન્યાયમૂર્તિ મુંબાઈમાં પોતાના નવા હોદ્દાપર આવી દાખલ થયા. ન્યાયમૂર્તિએ પૂના છોડયા પહેલા સંમતિ વયનો વાદ સરકારે મલબારી શેઠની માગણી પ્રમાણે કાયદો પાસ કર્યાથી વરસાદ વરસી ધૂળ બેસે તે પ્રમાણે શાંત થયો. સુધારણા કાયદાથી કરવી કે નહિ એવો આ વાદનો મુખ્ય પ્રશ્ન હતો. પરકીય સરકાર હોવાથી સમાજને જોઇતી વાતોને સરકારની સત્તાનો ટેકો મેળવવા કાયદાની જરૂરીઆત છે અને પારસી વગેરે કોમોએ જેમ પોતાના સમાજ માટે કાયદો માગી લીધો તેમજ હિંદુ સમાજે કાયદા માગી લેવા કરી હરકત નથી, એવો ન્યાયમૂર્તિ રાનડેનો મત હતો. આ મત લોકમાન્ય તિલક વગેરે સ્વસંસ્કૃતિના અભિમાની પક્ષને અમાન્ય

નહોતો પણ કાયદો માગી લેતા સુધારકોનો અંગ્રેજી સંસ્કૃતિ હિંદુ સમાજ પર લાદવાની જે હઠ હતી તે લોકમાન્ય તિલકને માન્ય ન હતી નવા કાળને અનુસરી સમાજના આચારમાં ફેરફાર થવા જોઈએ અને કેટલીક અનિષ્ટ રીતો નષ્ટ કરવી જોઈએ એ વાત તે પક્ષના કોઈ પણ સુશિક્ષિતને અમાન્ય નહોતી આચારમાં ફેરફાર થવાનો હોય તો નવો આચાર કોઈક પણ આચરણમાં લાવી બતાવવો જોઈએ અને તેને સરકાર દરબારમાં માન્યતા મળતા તેને કાયદાનું રૂપ આપી સરકારની સંમતિ મેળવવી જોઈએ, એ વિશે તકરાર દેખાતી નથી પણ આચારમાં ફેરફાર, અંગ્રેજી સંસ્કૃત્યનુસાર કરવો કે, આપણી સંસ્કૃતિને ન છોડતા કરવો એવી સુધારક અને રાષ્ટ્રીય પક્ષોમાં તકરાર હતી, અને હજી પણ તે ચાલુ જ છે ‘**राजा कालस्य कारणम्**’ એ ન્યાયે અંગ્રેજના હાથમાં હિંદુસ્તાનના રાજસૂત્રો છે ત્યાં સુધી આ તકરાર બંધ થવાની નથી સુધારક એટલે અંગ્રેજી આચાર વિચારનો અભિમાની પક્ષ, અને રાષ્ટ્રીય પક્ષ એટલે સ્વસંસ્કૃતિનો અભિમાન, આ મતભેદ ત્યાં સુધી રહેશે જ આ તકરારને તે વખતે તીવ્ર સ્વરૂપ લીધું હતું સન ૧૮૯૨ માં સુધારક પક્ષને વિજય મળ્યો, પણ આગળ સન ૧૮૯૫ માં ‘સામાજિક પરિષદ’ કોંગ્રેસના માંડવામાં ભરવા દેવી કે નહિ એ તકરારમાં રાષ્ટ્રીય પક્ષ વિજયી થયો સન ૧૮૯૫ માં સુધારક પક્ષનો પૂનામાંનો મોરો આધાર તૂટી પડ્યો પ્રિ. આગરકરે ‘સુધારક’ દ્વારા નવા વિચારોનો પ્રચાર જોસભેર ચલાવ્યો હતો, અને તેમના મત પ્રમાણે વર્તનાર કેટલા સુધારકો પણ પૂનામાં જોવામાં આવતા ત્યાં રાનડે મુંબાઈ ગયા તે વર્ષ એટલે સન ૧૮૯૩ માં પ્રોફેસર કર્વેએ પુનર્વિવાહ કર્યો અને આગળ સન ૧૮૯૯ માં પ્રોફેસર ભાટેનો પુનર્વિવાહ થયો સન ૧૮૯૪ ની સાલથી પ્રોફેસર કર્વેના પરિશ્રમથી પુનામાં પુનર્વિવાહિત કુટુંબોનો મેળો થવા લાગ્યો, અને ૧૮૯૬ ની સાલમાં આ મેળામાંથી વિધવા વિવાહ પ્રતિબંધ નિવારક મંડળ સ્થપાયું સંમતિ વયની બાબતમાં, વિધવા

વૈવાહની બાબતમાં, સુધારકોનું ઉર્ફે પુનર્વિવાહ પક્ષનું પગલું આમ ધીમે ધીમે આગળ પડતું હતું. સ્ત્રી શિક્ષણની ચળવળ પણ જોરમાં આવતી હતી. ૧૮૮૯ની સાલમાં મુબાઈમાં સ્થપાએલું 'શારદા સદન' પંડિતા રમાબાઈ સન ૧૮૯૨માં પૂને લાવ્યાં. આ સંબંધી જુના વિચારવાળાઓનો તર્ક ખરો નિવડતાં સુધારક પક્ષને 'શારદા સદન' સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવો પડ્યો, ક્રિમેટીય હાઇસ્કુલની તકરારમાં સુધારક પક્ષે જુના વિચારવાળાઓપર વિજય મેળવ્યો આ સવી તકરારના મૂળમાં અંગ્રેજી સંસ્કૃતિ કે હિંદુ સંસ્કૃતિ એવો મતભેદ હતો

આ મતભેદનું મુબાઈ એ અંગ્રેજી સંસ્કૃતિનું રહેઠાણ બનવા પામવાથી ત્યાં બહુ જોર નહોતું. રમાબાઈ મુબાઈ આવ્યા ત્યારે જેમ સાર્વજનિક દૃષ્ટિએ અનેક મતભેદો પુને પાછળ મૂકી આવ્યા તેમજ ઘરની બાબતમાં પણ મુબાઈ આવતાં પુનામાંની કનડગતો અને ત્રાસ પાછળ મુકતા આવ્યા મુબાઈ 'તાઈ સાસુબાઈ' આવ્યા નહોતા. તેઓ સન ૧૮૯૬માં પૂને મરણ પામ્યા. મુબાઈ રમાબાઈના નણંદ દુર્ગાબાઈ અને સાવકા સાસુજી હતા પણ હવે સ્વાભાવિકજ ગૃહિણીના અર્થમાં રમાબાઈપર બધી જવાબદારી હતી રમાબાઈના પિતાના અવસાન પછી રમાબાઈની મા અને કેટલાક ભાઈઓ ન્યા. રાનડેની પાસેજ હતા મુબાઈમાં સખુ, શાંતા, તારા, અને નાનુ એમ ચાર છોકરા હતા. સખુ, એ રમાબાઈના ભોજાઈની દિકરી. રમાબાઈના ભોજાઈએ, સખુ વખતે, રમાબાઈને છોકરાઓનો શો ત્રાસ વેઠવો પડે છે તેનુ તમને શુ સુખ દુ:ખ? એવું મહેણું માર્યું હતુ, ત્યારે તને નવુ છોકરૂ થાય તે મને આપી દેજે? પછી બતાવું છુ કે મને છોકરા ઉછેરતા આવડે છે કે નહિ, એવુ રમાબાઈએ કહ્યું હતું. આ બોલવા પ્રમાણે જ ખરેખર રમાબાઈએ સખુને છેક નાનપણથીજ ઉછેરી. ફરતી વખતે તે તેમની સાથેજ રહેતી નાનુ એ રમાબાઈના ભાઈ 'ચિંગ'નો દિકરો સન ૧૮૯૪માં પુને જન્મ્યો. એને પણ

રમાબાઇએ બાળપણથીજ ઉછેર્યો આ અને છોકરા બાબત રમાબાઈ "યાદગીરી" એમાં ૧૯૦૦ની સાલના ન્યાયમૂર્તિના મંદવાડ સંબંધી લખતા કહે છે કે "શ્રી. નાનુ પાસ-૭ વર્ષનો હતો અને બબુને હવે અગીઆર વર્ષ પૂરા થયા હતા. તે એલ્ફિન્સ્ટન્ હાઇસ્કુલમાં અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતો. તેનો મરાઠી અભ્યાસ ઘેર માસ્તર રાખી પૂરો કરાવ્યો હતો. તે બહુજ બુદ્ધિમાન, હોંશિયાર તેમજ ડાહ્યો, સુંદર અને મર્યાદાશીલ છે, એમ કહી હમેશ તેના વખાણ કરતા અને પોતાને તે બહુજ ગમતો. તેના ગરીબ સ્વભાવ માટે હમેશ તેની બાજુ લેવામાં આવતી. જો હું તેને લડું તો ઉલટુ મનેજ પોતે એના માટે લડતા. શ્રી. નાનુનો સ્વભાવ મસ્તીખોર, બીક વગરનો, ક્રોધી, પણ બહુજ નિશ્ચયી અને અભિમાની હોઈ તે બુદ્ધિમાં ચાલાક હોવાથી તેને ચોથું વર્ષ બેસતાજ લખતા આવડયું, તેમજ તે કવિતાઓ પણ સારી રીતે બોલતો. નોથી વખતે તો તેને વાર્તાઓ સાંભળવાની અને કહેવાની ગમતી તે એક વખત સાંભળેલુ ભય વગર પાછુ કહેતો. ઘેર કોઈપણ છોકરાઓ મહેમાન આવે કે તેમને તો વાતો કહો એવો આગ્રહ કરતો. તેમજ પોતાનું એટલે બહુજ બીજા કરતા સારૂ. પોતા કરતા બીજા કોઇનુ સારૂ નથી એવી એની નાનપણથીજ સમજ અને તે મહત્વાકાંક્ષા હતો બીજા છોકરાઓની નવી અને સારી ચીજ હોય અને પોતાની ખરેખર ખરાબ અને જુની હોય તોપણ તે ચીડાતો નહોતો, ઉલટુ એનુ સારૂ અને બીજાઓનુ ખરાબ કહી બીજા છોકરાઓને ચીડવી ખુશ થતો આ એના સ્વભાવનુ પોતાને કૌતુક થતું. રોજ જમ્યા પછી બેઉ વખત કલાક બે કલાક આ છોકરાઓની સાથે ગમ્મતમાં ગાળતા. બબુ પાસેથી અંગ્રેજી તેમજ મરાઠી વંચાવી લઈ તેને કેટલાક વાક્યનો અર્થ પૂછતા. તેની પાસે ગવડાવતા તેમજ નાનુ પાસેથી કવિતાઓ બોલાવતા અને વાતો પણ કહેવડાવતા. ત્રીજા પહોરનું ખાવાનુ, ચાહ બબુને બનાવવા કહેતા. તેણેજ તે બનાવી છે એમ ખાત્રી કરી, બહુજ સારી બનાવી છે એમ કહી

તેને સાબાશી આપતા. "એ મોટી થશે એટલે બહુજ સારા સ્વભાવની સ્ત્રી થશે, એમજ તને કાલે શીખવાડશે એમ કહેતા." શાંતાએ રમાબાઈના આવા વિયેગની દિકરી એ અતિશય બોલકણી અને રમતિયાળ હતી. એનું બોલવું લાડભર્યું અને કાલુ હોઈ સ્વભાવ મારો અને બધા સાથે મળતાવડો અને મીઠો હતો. તે બધા સાથે પ્રેમથી રહેતી. બધાનો તેના પર પ્રેમ હતો પણ અમારા બધા કરતા પોતાના પરજ વધારે પ્રેમ હતો. તે જાતેજ ગમ્મતભર્યું અનુકરણ કરનારી હતી. ગમે તેની નકલ બરાબર કરતી અને બધાને હસાવતી. તેને કોઈ વખત પોતે પાસે લઈ પૂછયું કે ફલાણો માણસ કેવું બોલે છે અને ચાલે છે તે બતાવ, એવું કહ્યું કે થઈ એની શરૂઆત. પછી ન્યાયમૂર્તિથી માંડી સાસુજી સુધી એક પછી એક બધાની નકલ બરાબર કરી પોતાને તેમજ અમને બધાને ખૂબ હસાવતી અને બીજા ત્રણ છોકરાઓની મશ્કરી કરી તેમને ફજેત કરતી. આ ત્રણ છોકરા ન્યાયમૂર્તિની પેઠેજ રમાબાઈને પણ મુંબાઈમાં એક વિસામાનું સ્થાન હતા. મુંબાઈ આવ્યા પછી પુનાની જુની રીતો કડક રીતે પાળવાનું બંધ થઈ ન્યાયમૂર્તિને ગમે તેવી ઘરની રહેણી થઈ. ૧૮૦૦ની સાલના ન્યાયમૂર્તિના મહવાડમાં રોજ રાત્રે જમ્યા પછી હું અને છોકરાં અને કોઈ કોઈ વખત મારા નણંદ પણ તેલ ચોળતા. આ વખતે ચિ. સાવુ, તારા, નાનુ, અને શાંતા ત્યાજ રમતા અને વાતો કરતા. સાસુજી પણ બધાની સાથે તે વખતે દિવાનખાનામાં આવી બેસતાં. એક બાજુ તેલ ચોળવાનું અને બીજી બાજુ દિવસે શુ શું કર્યું તેની તપાસ, તે બાબત ટીકા કરવાના હેતુથી પોતાનું મશ્કરી અને વિનોદનું બોલવું, ચાર છોકરાં આજુબાજુ રમતાં તેમનું કૌતુક કરવામાં દસ સાડા દસ સુધીનો ક્રમ હતો. મોટી સ્ત્રીઓ દિવસે જે કામમાં રોકાએલી હોય તે ો અમે શેતરંજ રમતા. કોઈક દિવસ જો છોકરાંઓ ઉંઘી ગયા ા મારા નણંદ ને હું વાગડૂતી ગીતો ગાતા. અમારા બધામાં ા નણંદનો અવાજ બહુજ મીઠો અને સારો હતો: અને તેમને

ભગવત્ ભક્તિના પ્રેમાળ અને ભક્તિ પર ગીતો, ભાગબાઈનાં, કબીરના પદો, બહુ આવડતા. તેમના ભજનો તેમને નવી રીતનું શિક્ષણ ન હોવાથી સાદી અને જુની રીતેજ બહુ સારા ગાતા. તેમના ગાયનોમા રમાબાઈ, કાનુપાત્રા, મ્હાતારી, ચૌધી, આઢી, ગાહોડે, વિગેરે ગાયનો પોતાને બહુજ ગમતા, અને એજ ગાયનો તેમને ગાવા કહેતા" એવુ રમાબાઇ પોતાની 'યાદગીરીઓ'મા લખે છે.

મુંબાઇ આવ્યા પછી આવી રીતે ઘરમા છૂટનું વર્તન થવા લાગ્યુ. મુંબાઇ આવ્યા પછી રમાબાઇની મહેનતથી સન ૧૮૯૪મા 'હિંદુ લેડીઝ સોશિયલ ક્લબ'ની સ્થાપના થઇ. પુનામા ભરાયેલી સામાજિક પરિષદની સાથેજ સ્ત્રીઓના હસ્ત કૌશલ્યનુ પ્રદર્શન પણ થયુ. આ પ્રદર્શનના ચીટણીસનુ કામ રમાબાઇએ કર્યું. આ વખત તેઓ ન્યાયમૂર્તિ સાથે હમેશ પ્રાર્થના સમાજમા ઉપાસના માટે જતા. સન ૧૮૯૬મા તેમના હસ્તે એનટ્રાન્સ હાઇસ્કુલના ઇનામનો મેળાવડો થયો. મુંબાઇમાના રમાબાઇના આઠ વર્ષ '**गृहिणी सचीवः प्रियः सखा, प्रिय शिष्या ललिते कला विधौ**' એવી કાલિદાસે અજવિલાપમા વર્ણવેલી ઇન્દુમતિ રાણીની ઉપમા આપી શકાય એવા ગયા. જ્ઞાનદાન અને લોકજાગૃતિ જેવા મોટા માણસોને છાજે તેવા મનરંજનના વિષયો ન્યાયમૂર્તિએ આચર્યા હતા. આ 'લલિત કલા'મા રમાબાઇ તેમના પ્રિય શિષ્યા થયા હતા. મુંબાઇ આવ્યા ત્યારથી તેમણે ગૃહિણી તરીકેનો સંસારનો વહેવાર સંભાળી લીધો હતો. આથી ન્યાયમૂર્તિને સંસારની ફીકર એક દિવસ કરવી પડીજ નહિ. સન ૧૮૯૬–૯૭ ના પ્લેગને લીધે રમાબાઇને જે સંસારની અડચણો એક પછી એક આવવા લાગી તેમા ગૃહિણી અને સચિવને છાજે એવુંજ રમાબાઇએ વર્તન રાખ્યુ હતુ. ઘર કામની કોઇપણ ફિકર ન્યાયમૂર્તિને થવા દેતી નહિ, એવી રમાબાઈ દક્ષ ગૃહિણી હતા. સન ૧૮૯૬–૯૭ મા મુંબાઇમા પ્લેગ શરૂ થયો ત્યારે ન્યાયમૂર્તિના ઘેર

સૌથી પહેલા એમના રસોઇયણના છોકરાને પ્લેગ થયો. આ વાત જણ્યા પછી રમાબાઇએ તેમને કહી, ત્યારે લોનાવલા જવાનું ઠરાવી ન્યાયમૂર્તિએ રમાબાઇને છોકરાને લઈ બોરીબંદર સ્ટેશને આવવા કહ્યું; અને પોતે પરભાર્યા કોર્ટમાંથી ત્યાં આવશે એમ નક્કી કર્યું. રમાબાઇએ ઘરની બધી વ્યવસ્થા કરી માંદા છોકરાને અને તેની માને ઇસ્પિતાલમાં મોકલાવ્યા. વિદ્યાર્થીઓની પણ સગવડ કરી. મુંબાઈ તેજ રાત્રે બંગલાનો પરદેશી પહેરેગીર અને 'માતાદીન' નામના સિપાઇના ભાઇને પ્લેગ થયો એવો તાર લોનાવલા આવ્યો. આ વખતે રમાબાઇનો ભાણેજ લોનાવલા આવ્યો હતો, તેને અને દુર્ગાપ્રસાદ સિપાઇને મુંબાઈ મોકલી બંદોબસ્ત કરવા તેમણે કહ્યું. આ બધી વ્યવસ્થા રમાબાઇએ ન્યાયમૂર્તિને ખબર આપ્યા વિના બારોબારજ કરી આ સંબંધી રમાબાઈ 'યાદગીરીઓ'માં કહે છે: "આનું કારણ કોઇપણ માંદું હોય તો પોતાની જાતે તેની પૂછપરછ કરી તેની વ્યવસ્થા કર્યા વગર ચેન પડતું નહિ બીજા મંદવાડની વાત જુદી, પણ આ તો ચેપી રોગ, તેનાથી પોતાને બની શકે એટલા દૂર રાખવા એવી મારે વ્યવસ્થા કરવી જોઇએ. પોતાની જાતે આવા વખતે પોતાને સાચવવા દૂર રહેવાનું નથી, તે હું જાણતી હતી; માટે બને ત્યાં સુધી આ માંદા માણસોની ખબરજ આપવી નહિ. આપણને આવડે એટલી કાળજીથી યોગ્ય તજવીજ રાખવી એટલે થયું. તેમાં માત્ર કસુર કરવી નહિ, એવું મારા મનમાં આવ્યું અને તેજ પ્રમાણે હું આ બધું કામ કરતી."

પણ સંકટો આવે છે ત્યારે તેની પરંપરા ચાલે છે તે પ્રમાણે મુંબાઈના ન્યાયમૂર્તિના બંગલામાના વિદ્યાર્થીઓ, અને તેમની તજવીજ કરવા મોકલેલા, એક પછી એક પ્લેગમાં ઝપડાવવા લાગ્યા. દુર્ગાપ્રસાદ માંદો પડ્યો. વિદ્યાર્થીઓ માંદા પડ્યા; એમ તાર આવતાજ ન્યાયમૂર્તિ મુંબાઇ જઇ વ્યવસ્થા કરી આવું એમ કહેવા લાગ્યા. એટલે રમાબાઇએ કહ્યું, 'મને કહો તો આજે હું આગગાડી જાઉં,

હમણા કહેલુ બધુ કામ કરી આવુ, ઘર બદલી વિદ્યાર્થીઓની અને આપણી તજવીજ કરી બને તો રાતની ગાડીએ પાછી આવીશ; નહિ તો તાર મુકીશ. છોકરાઓને સાથે નહિ લઈ જવાય. તેમને અહિંજ તમારી પાસે રહેવા દો તેમના આવવાથી મારા કામમા ખલેલ પહોંચશે, અને તમને પણ તકલીફ થશે કલ્યાણ એક જગા છે અને બીજી ભાંડુપ છે. હુ બેઉ જગાઓ જઈ જોઈશ અને ગમે તે એક પસદ કરી પોતાની ઇચ્છા પ્રમાણે બધુ કરીશ તેની ફીકર ન રાખો આવી બાબતો પોતે કદિજ જાતે કરેલી નથી તે હવે શી રીતે બનશે? આટલા માટેજ મને જવા કહો એટલે હુ જાઉ' એવુ બહુ જ વિનયથી કહ્યા પછી ન્યાયમૂર્તિએ રમાબાઈનું કહેવુ કબુલ રાખ્યુ, હવે સખુને અને નાનુને સમજાવવાના રહ્યા. તેમને શુ ખાવાનુ જોઈએ તે પૂછી 'આવતી વખતે તમારી બધીજ ચીજો લાવીશ, એક પણ નહિ ભૂલુ' એવુ કબુલ કર્યાથી તેમણે ભારે મુશ્કેલીએ રમાબાઈને જવા રજા આપી આમ રમાબાઈ ભાડુતનો બગલો રાખી વિદ્યાર્થીઓની તજવીજ કરે છે ત્યા તો ન્યાયમૂર્તિના ગીડન કાશીનાથની ચિઠ્ઠી આવી કે તેને પોતાને પ્લેગ લાગુ પડ્યો છે અને તે હોસ્પિટલમા ગયા છે આ ચિઠ્ઠીથી રમાબાઈને ઉંઘ આવી નહિ ન્યાયમૂર્તિ તે દિવસે થાકીને આવ્યા હતા તેથી આ ચિઠ્ઠીની વાત તમણે ન્યાયમૂર્તિને કહી જ નહિ રમાબાઈ પરોઢિયે ઉઠ્યા ને રસોઈયાને રાધવાનુ સીધુ કહાડી આપ્યુ છોકરાઓને ઉઠાડી સખુના વાળ ઓળી નવડાવી, તેને ચણીયો પહેરાવી અને તને આજે વાસુદેવ ભણાવશે, નાના માસ્તરને હુ આજે મુંબાઈ લઈ જાઉ છુ. હું વહેલી પાછી આવીશ હો' નાનુ ને તુ રમજો લડશો નહિ એમ કહ્યુ તે સાભળી સખુ પોતાને કામે લાગી. નાનુને પણ કપડા બદલાવી બાગ પાસે ફરવા લઈ જવા માટે રમાબાઈએ તેને સિપાઈને આપ્યો. આટલુ થયા પછી ન્યાયમૂર્તિને ચાહ આપી રમાબાઈ હિંદુ હોસ્પિટલમા ગયા ત્યા કાશીનાથને 'માનાદિન'

વિગેરેની ખબર પૂછી પાછા આવ્યા પણ બપોરેજ ત્રણના સુમારે હોસ્પિટલમાંથી ડૉક્ટરે ન્યાયમૂર્તિને હાઇકોર્ટમાંજ મદેગો કહેવડાવ્યો કે તમારા પાસ નોકરોમાંના ત્રણ આજે મરી ગયા છે તેમની સ્મશાનયાત્રાની તજવીજ તમે કરાવશો કે હોસ્પિટલ તરફથી કરવાની તે જણાવશો ચિઠ્ઠી વાંચી એક કારકુન અને સિપાઇને બારોબાર હોસ્પિટલમાં મોકલ્યા બીજા સિપાઇને ચિઠ્ઠી આપી રમાબાઇ પાસે મોકલ્યો આ ચિઠ્ઠી પ્રમાણે રમાબાઇએ તરતજ સિપાઇને પચાસ રૂપીઆ આપી જતો કર્યો કાશીનાથની તજવીજ તમે કરજો બીજા નોકરાની વ્યવસ્થા તેમના જાનવાળાઓ પાસેથી કરાવજો એવું ન્યાયમૂર્તિએ હોસ્પિટલના ડૉક્ટરોને પાછું કહેવડાવ્યું અને એ પ્રમાણે મરનારાઓની સ્મશાનયાત્રાની તજવીજ થઈ

આ મરકથી રમાબાઇનું મન દુખી થયું એમાંજ વળી આ નવ મહેનતનો અને માનસિક ત્રાસનું પરિણામ ન્યાયમૂર્તિની પ્રકૃતિ પર થવાથી રમાબાઇને એક નવીજ ચિંતાની બાબત થઇ ન્યાયમૂર્તિને અજીર્ણ થયો આ મદવાડે રમાબાઇને અઢી ત્રણ મહિના હૃદરોગ કરી મુકયો આમ થી તેઓ બહાર નીકળે છે ત્યાં તો લુખ્ખસથી (સન સ્ટ્રોક) સન ૧૮૯૯માં ન્યાયમૂર્તિ માંદા પડ્યા, અને આગળ ઉપર સન ૧૯૦૦માં કીડનીનો વિકાર જોરપર આવ્યો એવી સંકટોની પરંપરા આવતી હતી, ત્યારે રમાબાઇ અને ન્યાયમૂર્તિના વતનનું છુટાપણું રમાબાઇને એક આધારરૂપ હતું. આ સંકટ પ્રસંગે પણ તેમનું ગો' દિવસ ગબાર તો નઈ દિવસ વિનોદનું સબારણું ચાલતું

સન ૧૮૯૫ નો ગાડતોડીના ઘાટનો પ્રસંગ પણ આવો જ હતો વીછી ઓળગી જવામાં બન્યા પછી રમાબાઈ ન્યાયમૂર્તિની પાસે જઈ પહોંચ્યા, અને તેમને પગમાં કશ બોલાયુ નથીને ? એમ ન્યાયમૂર્તિને ગભરામણમાં પૂછ્યું રમાબાઇ 'આઠવણી'ઓમાં લખે છે, "અમારૂં પૂછવું જરા ચમત્કારિક લાગ્યું અને તરતજ ઘોભી મારી તરફ જોઈ તેમણે કહ્યું, 'શું પૂછો છો ? શું થયું ! શાથી આટલો

બધો શ્વાસ ચડ્યો, ગાડી ક્યાં છે?" વિગેરે એક પછી એક પ્રશ્ન પૂછયા. કંઈક અકસ્માત કે નુકશાન થયું હોય અગર ઘોડાએ મસ્તી કરી એવું કાંઈક પોતાના મનમાં આવવાથી આવું બધું મને પૂછ્યું; એમ મારી ધ્યાનમાં આવતાં જ મેં એકદમ કહ્યું. કાંઈજ નથી. ગાડી જરા પાછળ સારી રીતે આવે છે. હું જરા ઉતાવળે ચાલીને ચઢવાનું હોવાથી જરા થાકી ગઈ. થોડી વાર બેસીએ ત્યાં સુધી ગાડી આવશે. હવે ચઢવાનું ખલાસ થયું હવે ગાડીમાં બેસવા શું હરકત છે? એટલે પોતે કહ્યું, કોણ થાકી ગયું છે? હું બીલકુલ થાકી ગયો નથી પુરૂષોનો જન્મ મહેનત અને કષ્ટોનાં કામ કરવાનો હોય છે અમારે થાકી ગયે કેમ ચાલશે? ખાડા ટેકરા અને ડુંગર પર્વતમાં ફરનાર અમે લોકો તું થાકી ગઈ છે માટે કાલાવાલા કરે છે ત્યારે હું થાકી ગઈ છું એમ સ્પષ્ટજ કહે એટલે હું તારા માટે બેસું. "મેં તરતજ કહ્યું. હા, હું થાકી ગઈ છું તો મારા માટે પણ બેસો"

પછી રસ્તાની બાજુએ સફેદ પથ્થર લગાડેલા હોય છે તેનાપર અમે બન્ને જણાં બેઠાં. ગાડી આવવા ઘણી વાર હતી એટલે પેલા બે વીંછીઓની વાત મેં કહી તે સાંભળી પોતે કહ્યું, "હવે તારી ગભરામણનું કારણ મેં બરાબર જાણ્યું તે વખતનો તારો ગભરાયેલો અવાજ, ગભરાયેલો દેખાવ જોઈ મને ચમત્કારિક લાગ્યા અને ગાડી માટે ચિંતા થઈ."

"કેટલું મોટું સંકટ આજે ટળ્યું વીંછીને જો જરાક પગ અડક્યો હોત તોપણ તે કરડ્યો હોત ને પછી શી સ્થિતિ થઈ હોત? આવી ખરી સાંજની વખતે આવા જંગલમાં દવા ક્યાંથી મળત? આવી સાંજની વખતે કોણ મદદે આવ્યું હોત?" એવું કહેતાં મારો કંઠ ભરાઈ આવ્યો અને હું એકદમ રડી પણ પડી"

એટલે તેમણે પોતે થોડીવાર સ્તબ્ધ રહી પછી મને કહ્યું, "હવે સંકટમાંથી બચ્યાને? તો પછી બીવાનું શું કારણ છે. આ

પગથી જો કે પરમેશ્વર હમેશ આપણી પાસેજ હોય છે ને ડગલે અને પગલે આપણને સાચવે છે. પગ વીંછી પર ન પડતાં ને પગલું સહજ રીતે જરા આગળ પડ્યું એમ તેને લાગ્યું. તે ગમેતેમ હોય પણ આ તજવીજ તો બધી એનીજ, એમા જરાયે શક નથી. ને બચાવવાનું મનમા ધારે તો કોઈ તરફથી કશું નુકશાન થવું શકય નથી પણ આપણો એવો ભાવ માત્ર રાખવો જોઈએ આ શું શીખામણ લેવા જેવું નથી? તુકારામ મહારાજનો એક અભંગ છે-" जैथें जातों तेथें तूं माझा सांगाती। चालविशी हातीं धरूनियां."

આ અભગ કેટલો ખરોખર છે. ધન્ય તે પુરૂષને. ધન્ય તેનો તે નિસીમ ભાવ! આપણને જ્યારે અનુભવ થાય છે ત્યારેજ આપણે આ ઉક્તિનું સત્ય જાણીએ છીએ આપણે દુર્બલ માણસો એમના જેવો દૃઢ ભાવ મનમા રાખીએ તો તે એક બહુજ મોટું સામર્થ્ય છે, અને તેમા આપણું કલ્યાણ જ છે."

આ ગંભીર ઉપદેશ પહેલા ડુંગર પર્વતોમાથી ફરવા ખાતર જેમ ન્યાયમૂર્તિએ વિનોદ કર્યો તેવોજ એક વખતે રમાબાઈએ રસોઈઆને ભાત કાચો રાખવા માટે બોલ્યા ત્યારે "એ.સામણુ પીને દિવસો ગાળનાર અમે લડાઈના માણસો" એવું ન્યાયમૂર્તિએ કહેલું, ને પર રમાબાઈએ કરેલો વિનોદ ધ્યાનમા રાખવા જેવો છે. તેમણે કહ્યું, "રોજના જમવામા એક રોટલી વધારે થાય તો તે કાઢી નાખો છો? તેણીને ખાનારાઓએ કોની લડાઈ કરવાની? હવે કલમથીજ માત્ર લડાઈ બાકી રહી છે. કલમ વગર શાનાથી લડાઈ કરવાની? હથીઆરનો તો અરોબસ્ત છે. હાથમા પકડવાની સોટીઓજ માત્ર વાપરવા મળે છે, એ પણ એક મોટું ભાગ્યજ છે. તે પણ સરકાર થોડા દિવસમા બંધ કરશે એટલે થઈ રહ્યું. ખરેખર લડાઈ કરવાનો પ્રસંગ આવે લોકોમા કેવી ધાસ્ત થઈ જશે? છાતીમાં દુખતું હોય એટલે તે પર રા વાટી રોપટીએ અગર ટર્પેન્ટાઈન

અનુભવતા રમાબાઈ સંસારના સંકટોની સામે થતા હતા ત્યારે એટલા સંકટો બસ નથી એમ પરમેશ્વરને લાગવાથીજ કે શું પણ જાણે જે વખતે ન્યાયમૂર્તિને 'સ્પેઝમ' ના મંદવાડે પછાડયા, તેજ વખતે રમાબાઈના બાર વર્ષના જુના રોગે દેખાવ દીધો. રમાબાઈના આ રોગ પર ઓપરેશન ન કરીએ તો મંદવાડ ધનુર્વા પર જશે એમ ડૉક્ટરોએ કહ્યું. આથી રમાબાઈનું મન ગુંચવણમાં પડયું. ન્યાયમૂર્તિના મનની પણ આવી જ સ્થિતિ થઈ હતી. ઓપરેશન કરવું જ જોઇએ એવું નક્કી થયા પછી ન્યાયમૂર્તિએ દુખી મને રમાબાઇના પલંગ પાસે આવી કહ્યું, "ત્યારે ઓપરેશનનું શું કરવાનું? ડૉક્ટરો અઘરૂં બોલે છે. જોખમ વહોરી લઇને પણ પુરી ખાત્રી આપતા નથી. માટે ઓપરેશન કરવાની રજા આપતા મન તૈયાર થતું નથી, બીક લાગે છે." "આ શબ્દ બોલતા" રમાબાઇ 'યાદગીરી'માં લખે છે, "સાદ બહુજ ધીમો થયો. જો કે મન એટલું બધું કમજોર રાખ્યું હતું છતા પણ રોનારામાં રડવા જેવો અવાજ મારે કાને પડતાંની સાથે આ વિષે મને કશી બીક લાગતી નથી, એમ બતાવવાની ખાતર તેમજ પોતાને હિંમત આવવા માટે જરા હસીને પણ મજબુત હોંશિયારીથી મેં કહ્યું, એમાં છે શું? આટલી બધી બીક શાની લાગે છે? કલોરોફોર્મ આપશે અને ઓપરેશન કરશે તેની ઇજા મને તો કાંઈ સમજાશે નહિ. ત્યાં ત્યાં પોતાનાથી જોવાશે નહિ. એટલુંજ, તો જરા મન કઠણ કરી દિવાનખાનામાં બેસી રહેવું. ઓપરેશન થયું નહિ તો ઓપરેશનની ઓરડીમાં કોઇએ આવવુંજ નહિ. લેડી ડૉક્ટર વગર બીજા કોઈને તે ઓરડીમાં આવવા દેવા નહિ એમ મેં મીસ હેન્સન પાસેથી આજે સવારે વચન લીધું છે. ગમે તેમ થાય તો ઓપરેશન તો કરવાનુંજ, મને કશી બીક લાગતી નથી. પોતે નકામી ચિંતા કરવી નહિ. મારે હાથે હમેશાની માફક કંઈ કામો થાય તોજ મારા જીવનનું સાર્થક છે, નહિ તો શ્રીમંતોના જનાનખાનામાં વસ્ત્રાભૂષણોથી મંડિત બેસી

પાગળી સ્ત્રીઓ શીશીયારીઓ બોલાવતી ઘણીવાર જોવામા આવે છે; ને પોતાની ચાકરીમાજ બે ચાર માણસો રોકે છે, એવો વૈભવ મારે નથી જોઇતો. તે કરતા અમૃળગી મારી ન થાઉ તોપણ ચાલશે.” એટલે પોતે કહ્યુ, “એના ગાંડા જેવા વિચારો મનમા લાવી શા માટે પોતાને નકામો ત્રાસ કરી લે છે? નકામી જક શા માટે પકડી રાખવી? બીજાના મનનો જરાક તો વિચાર કરવો કે નહિ? સ્વસ્થ પડી રહી કે એક ઠેકાણે બેસી રહીને જો આજે ઓપરેશન કરવાનુ મુહુર્તની રખાતુ હોય તો શુ સારૂ નહિ? ઘરમા હરી ફરી પોતાને હાથે કામ ન થાય તોપણ બેઠા બેઠા બધી વ્યવસ્થા તો જોવાને તેમજ લખી વાચી મનનુ રંજન કરવાનુ તો તારૂ સાધન છે જ. ખુરશી પર બેસી તે બે માણસો નીચે લઈ જાય એટલે ગાડીમા ફરવા જવાશે માટે મને તો આજ પસદ છે જરા વિચાર કર એટલે તને પણ મારૂ કહેવુ ખરૂજ લાગશે. નકામો આગ્રહ ધરી પોતાનો જીવ જોખમમા શુ કરવા નાખવો?”

આજે પણ આગલી રાત જેવીજ ઉંઘ આવી નહોતી એટલુ આ પડખેથી પેલા પડખે અને રોજની માફક જરા વધારે અને ઉદાર વાણીએ ‘રામ રામ’ એવ બોલવુ સભળાતુ હતુ તે સાભળી, અને આગના બે ચાર દિવસથી પોતાના મનની સ્થિતિ અને ગર્ભ સાજનુ બોલવુ કે જે મહા મહેનતને મન કબજે રાખી ધીમા ધીમા શબ્દોથી ચાલતુ હતુ એ બધુ મને આ વખતે સાભરી આવ્યુ અને મને રોવા જેવું થઈ આવ્યુ તેની સાથે જે રોવુ આવ્યુ તે કોઈ ઉપાયે દાબી શકાયું નહિ. કાલે જો હુ મરી જાઉં તો પોતાને અસહ્ય દુખ થશે મન બહુજ ઉદાસ અને દુઃખી થશે, પોતાની કોઈ પણ ચીજ પોતે આજ સુધી જાતે કઈ જોઈ નથી, કઇ વખતે શું જોઇએ તે યાદ રાખી આજ સુધી હુ તે કરતી તે હવે કોણ કરશે? ગનોરાવ ને કંઈ થાય તો ને કોણ જાણશે? ઘરમાના બધા

માણસો કાળજીવાળા અને કામગના છે પણ પોતે તેમને કહે તો જ તે જાણેને ? આવી મનોચ વૃત્તિથી રોજ કેટલા દુઃખો વેઠવા પડશે રોજના કરતા જરા પણ ઠીક ન હોય તો ખાવા પીવાનુ, દવાપાણી, માથુ, અને શરીર દબાવવાનુ વિગેરે માગ્યા વગર બીજાએ કરેલી એઇ દિવસ ગમતી નથી ત્યારે હવે કેમ થશે ? હાલ ત્રણ ચાર મહિનાથી તો પોતે માદાજ છે માટે આવા રખને જો હુ જાઉ તો ય માટુ ? આટલો બધો વૈભવ અને સુખ અનુભવ્યાનુ સાર્થક થશે અને ધન્ય ધન્ય કહેવાશે એ જ હુ પરમેશ્વર પાસે આજસુધી માગતી આવી છુ અને સસારનુ મુખ્ય સુખ એટલે છૈયા છોકરા, ત અમને બીનકુલ નથી તોપણ અમે મને જ્યા તેણે આપેલી સ્થિતિમા આનદથી રહીએ છીએ કદી ઉદાસ થયા નથી કે નિસાસા નાખ્યા નથી ઉલટુ એ ખોટ પૂરી પાડવાની પણ તજવીજ કરી છે ત્યાર હવે અમારી આ સ્થિતિમા કઇ ફેરફાર ન કરતા આખરે પરમેશ્વર મનેજ પહેલા લઇ જશે એવોજ વિશ્વાસ હુ રાખતી આવી છુને ? કારણ મારામા કુલીન ઘર વિના પોતાની સાથે સબધ થાય એવુ રૂપ, ગુણ, રગ કે વિદ્યા એ પૈકી કાઈ પણ ન હોઇ કેવળ પર મેશ્વરની કૃપાથીજ મને આ જન્મની જોડ મળી મારૂ જીવતર સફળ થયુ છે એ જ કાયમ રાખશે એવો મને પૂર્ણ ભરોસો છે, એમ હુ વિચાર કરતા આગલે દિવસે સાજે મારી સાથે બોલતા સ્હેજ પોતે બોલેના કે બીજાના મનનો જરાક તો વિચાર કરવો આ વાક્ય જો કે ધીમેથી અને સાચવીને બોલાયુ હતુ છતા તેમાનો દુખી અવાજ અને દુખી ચહેરાની મને યાદ થઈ તે શુદ્ધ પ્રેમની અને મારા આ ઉધા વિચારોની સરખામણી કરી ત્યારેજ મને જરા ચમત્કારિક લાગ્યુ અને મને મારા માટે થોડો તિરસ્કાર આવ્યો મારી પાછળ પોતાના મનની થનારી સ્થિતિ મનમા આવતાજ હુ વિહ્વળ થઈ, અને લાગ્યુ કે અમારા બને પૈકી કોઇને દુખ વેઠવુ પડશે એવી જો પરમેશ્વરની ઇચ્છા હોય તો પોતાને માટે મારેજ ખમવુ પણ મારા

માટે પોતાને કશુ દુખ ન થવુ જોઇએ એ દુભગા મનથી તે બીનકુલ સહન નહિ થાય સ્ત્રીઓનુ ખરૂ વ્રત એટલે આપણા તરફથી આપણા પ્રિય પતિને ગમે દિવસ અને કોઈપણ રીતે દુખ ન થવુ જોઇએ એજ અમારી મરણાન્ત ઇચ્છા હોવી જોઇએ અને નાની મોટી દરેક બાબતમા એવો પ્રયત્ન થવો જોઈએ એ જ સ્ત્રીઓનુ ખરૂ સૌભાગ્ય અને વ્રત જેને પતિના અતકરણની ખરી ઓળખાણ થઈ છે અને જે એ નિસીમ પ્રેમની કિમત જાણે છે તેને 'આપ મર ગયે પીછે ડુબ ગઈ દુનિયા' આવા સ્વાર્થી વિચારે મ સમાધાન થાય ? '

આવી ગુચવાએલી મનોસ્થિતિમા રમાબાઇએ ઓપરેશન કરાવી લેવાનો નિશ્ચય કર્યો, અને સાગ નશીબે ઓપરેશનમાથી તેઓ સહીસલામત ઉઠયા રમાબાઈના આ મદવાડમા અને ઓપરેશનમા ન્યાયમૂર્તિનો સ્પેઝમનો વિકાર મટયો હતો પણ પછી તે પાછો પ્રગટયો ઓપરેશનના ટેબલપર મનમા હિમત ધરી મૃત્યુ સાથે ઝઘડી રમાબાઈ છૂટા થાય છે ત્યા તો તેમને ન્યાયમૂર્તિના યમદૂતોની સાથે ટક્કર ઝીલવાની આવી રમાબાઇએ આ ઝઘડો સાવિત્રી માફક બરાબર ઝીલ્યો પણ બધુ ફોગટ ગયુ દિવાળીની રજા પછી ન્યાયમૂર્તિએ છ મહિનાની રજા લીધી તે છેલ્લીજ હતી



[ ૯ ]

## અજ્ઞાતવાસ.



૧૮૭૭ની સાલે જેમ રમાબાઇના આયુષ્યને જુદીજ જાતનું બનાવ્યું તેમજ ૧૯૦૧ ની સાલે પણ તેમના આયુષ્યને બહુજ સ્વતંત્ર રીતિનું વળણ આપ્યું. હિંદુઓમાં બે જન્મ હોય છે. સ્ત્રીઓના ભાગ પણ આ બે જન્મ આવેલા છે; પણ પુરૂષોમાં જેમ આ જન્મોને આનંદદાયક સ્વરૂપ આપવામાં આવે છે તેમ સ્ત્રીઓમાં હોતું નથી. છોકરીઓનો જન્મ એજ કેવળ પ્રથમ માબાપનાં અંતઃકરણ બાળે છે અને સામાન્યત. મહારાષ્ટ્રમાં તો 'दारिका हृदय-दारिका' મનાય છે. વિવાહથી બીજો જન્મ પ્રાપ્ત થાય છે, પણ તે ગૃહિણીના સન્માનનીયપદે થતો નથી. પુરૂષોની આહારવિહારની ગરજો કમતી ખર્ચમાં પૂરી પાડવાનું એક સાધન તરીકે જન્મ લેવો પડે છે. સ્ત્રીઓની બાબતમાં આ વિપરીત સ્થિતિ આટલેથી જ બંધ થતી નથી. બે જન્મની પેઠેજ ત્રણ મૃત્યુ સ્ત્રીઓને ભોગવવાં પડે છે. પરમેશ્વર આપણને ક્યારે લઇ જાય તેની વાટ મહારાષ્ટ્રમાં અનેક સ્ત્રીઓ જોતી હોય છેજ. પરમેશ્વર તેમનું કહેવું ન સાંભળે તોપણ પુરૂષો પોતાના તરફથી તેમનું કહેવું પૂરૂં પાડવામાં મદદ કરે છે. અકાળે વૈધવ્ય એ સ્ત્રીઓની--બાબતમાં સંસારની દ્રષ્ટિએ મૃત્યુજ કહેવાય. મરેલાને મારવાથી શો લાભ ? એટલી પણ ભલમનસાઈ મહારાષ્ટ્રના પુરૂષોમાં જોવામાં આવતી નથી. અકાળે વૈધવ્ય સ્થિતિ પ્રાપ્ત થએલી પોતાનાં ભોજાઇ, મા કે બેનને પણ ખાધાખાઇ આપી અપમાનની ખાડમાં ધકેલી મૂક્યા વગર પોતાનું કર્તવ્ય પૂર્ણ થયું એમ તેમને લાગતું નથી.

રમાબાઇને જો કોઇ જુના વિચાર ધરાવનાર કુળના પુરૂષ સાથે પરણાવામા આવ્યા હોત તો આ અને અનેક જન્મના અને મૃત્યુના બધા દુઃખો તેમને આજ દેહે ભગી આપે અનુભવવા પડયા હોત. આગળીને ટેરવે ગણવા જેવા સમજુ કુટુંબો બાદ કરતા તો મહારાષ્ટ્રમા સ્ત્રીઓ વિષે આવા દુઃખના વારસા રમાબાઇના નાનપણમા હતા અને હજુ પણ જોવામા આવે છે. આ બધી પરિસ્થિતિથી સુશિક્ષિતોનુ મન વિધવાઓની પરિસ્થિતિ પર ખેંચાયુ. જન્મની દૃષ્ટિએ રમાબાઈ ભાગ્યવતી હતા. છોકરી જન્મેલા હોવા છતા તેઓ માબાપના લાડકવાયા હતા, તેમજ આગળ વિવાહ થયા પછી ન્યા. રાનડેના જેવા ઉદાર, વિચારશીલ અને પ્રેમાળ પતિનો લાભ થવાથી તેમને પૃથ્વી પર સ્વર્ગ પ્રાપ્તિ થઈ હતી. પણ આ સ્વર્ગમાથી આપણને ક્યારે ધકેલી મૂકવામા આવશે તે કાંઈ કહેવાય નહિ. આવી ધાસ્તી તેમના મનને બાળતી. કારણ કે બીજી સ્ત્રીઓના નસીબે આવી પડતુ મૃત્યુ તેમને માથે ન આવી પડે એટલી કાળજી રાખવા પુરતુ રહ્યાપણુ ન્યાયમૂર્તિને હતુ તોપણ અકાળે વૈધવ્ય-સંભાવ્યમા આ અપમૃત્યુ-ઉતાવળી આખે પ્રાણ છોડવો એ કેટલુ કઠણ હોય છે, એ શુ કહેવાની જરૂર છે?

દિવાળીમા ન્યાયમૂર્તિ માથેરાન ગયા. ત્યા ભ્યેઝમનો વિકાર જોરાવર થવાથી ઓપરેશનમાથી ઉઠયાને હજુ ૫ દર દિવસ પણ થયા નહોતા તોપણ રમાબાઇ એવી સ્થિતિમાજ માથેરાન ગયા ન્યાયમૂર્તિને માથેરાનની હવાથી એટલા પુરતુજ સારૂ લાગ્યુ અને તેમણે લાહોરની કોંગ્રેસમા જવાનુ નક્કી કર્યુ બધી તૈયારી થઇ; પણ લાહોર જવા નીકળવાની પ્રથમ રાત્રિએ ભ્યેઝમનો વિકાર અમલ થયો; અને છાતીમા મણકા પણ ઉપડવા લાગ્યા. તેથી લાહોર જવાનુ બધ રાખવામા આવ્યું. નાતાલની રજા લોનાવલામા ગાળી મુબાઇ આવ્યા પછી તા. ૮મી જાન્યુઆરી ૧૯૦૧ના દિવસે ન્યાયમૂર્તિએ છ મહિનાની

થતાંજ ન્યાયમૂર્તિએ હાઇકોર્ટના નોકર અને પટાવાળાઓને હાઇકોર્ટમાં જવા કહ્યું; અને મુંબાઈનો બંગલો છોડી દેવાનું નક્કી કર્યું. ઘર છોડી દેવાની વાટાઘાટમાં ન્યાયમૂર્તિએ એકદમ અયત્ન બાબતની નિરાશાનો ઉચ્ચાર કર્યો. " છ મહિના ક્યારે નીકળી જશે અને એકવાર આ ઘર બીજાના કબજામાં ગયું એટલે આવું ઘર મળવું મુશ્કેલ છે,' એવું રમાબાઈનું કહેવું હતું ત્યારે જરા ચીડાઇને ન્યાયમૂર્તિએ કહ્યું " માણસે માનવું નહિ, એવું નક્કી કર્યા છતાં તમે સતાવી બોલાવા માગો છો સમજણું હોવા છતાં આ મુર્ખાઇ કેવી? સમજતાં છતાં ગાંડા જેવું શું કરવું? હું કહું તે પ્રમાણે ઠરાવમાંના કરવાનું છોડી ઉલટું ગાંડા જેવું પૂછો છો તેનો શો અર્થ? મારી પ્રકૃતિનો ખ્યાલ શું તમને આવતો નથી? આ રજા પુરી કરી હું પાછો આવીશ એમ તમને લાગે છે ખરું?"

જાન્યુઆરીની ૧૪ મી તારીખ ફીકરમાં ગઈ. રાત્રે ન્યૂમોનીઆનું જોર વધી પડયું અને વધારે વાર ટકયું. દરરોજ આ વખત ઈશ્વર નિભાવી લે એટલે આજનો દિવસ પાર પાડયો, એમ મારા મનમાં આવતું ને હું પરમેશ્વરના આભાર માનતી, તોપણ જેટલો પોતાને આ મદદવાડ કઠણ લાગતો તેટલોજ ઉતરે. મને તે ભયકર લાગતો નહિ મારા મનને ધાસ્તી લાગતી, તોપણ પરમેશ્વર પોતાના ભક્તોને વિકટ સકટોમાં નાખી તેમાંથી તેમનો છૂટકારો કરે છે, એવી જે તેની સહજ લીલા આપણે વાચીયે છીએ કે સાભળીએ છીએ, તેમાંનીજ આ એક કેમ નહિ હોય! કરમાળાના ભયકર મદવાડમાંથી તેઓ બચ્યા, તો ફરી હવે શા માટે ઉપેક્ષા કરે? એવું કદિ પણ બનેજ નહિ, એવી મારી દૃઢ માન્યતા હોવાને લીધે આવો ભયકર પ્રસગ તે મારા પર લાવશે નહિ અને આ મદવાડ સારો થશે, એવી ખોટી આશા રમાબાઇને હતી પણ તા ૧૫મી ના ન્યાયમૂર્તિના એ વાથી તેમને પોતાની આશાનો મિનારો જમીનદોસ્ત થઈ ગયો હોય તેમ ભાસ્યુ

ને દિવસે જમતા રમાબાઈના નણંદે મહાબળેશ્વર જવું અને ત્યાં પૂર્ણ વિશ્રાન્તિ લેવી જોઈએ એમ ન્યાયમૂર્તિને કહ્યું. આના પ્રત્યુત્તરમા ન્યાયમૂર્તિએ કહ્યું, કે "જેમા મન આનંદ પામે છે, સમાધાન મેળવે છે, ઝીણા ઝીણા દુખો ભૂલી જવાય છે, તે કરમણુકના અને ટેવાએલા વાચન જેવી વસ્તુઓ વ્યર્થ છોડી દીધાથી વિશ્રાન્તિ મળશે ખરી? જેને વ્યર્થ બેસવામા વિશ્રાન્તિ અને સુખ લાગતુ હોય તેમને તેમનુ સુખ મુબારક હો! કોઈ પણ કામ ન થતા એકલા નકામા પડી રહી નકામુ આયુષ્ય વ્યતીત કરવાનો વખત આવે તો તે આજેજ ખલાસ થાય તોપણ કશી હરકત નથી એમજ મનુષ્યને લાગેલુ," એમ કહી ન્યાયમૂર્તિએ એક મોટો નિશ્વાસ નાખ્યો. ન્યાયમૂર્તિના આ બોલવાથી વિશેષ કરી, તેમના છેવટના વાક્યે રમાબાઈનુ મન ઉદ્વિગ્ન કર્યું. તેઓ 'યાદગીરીઓમા' લખે છે કે "કેવળ પોતેજ જમતા હતા તેથી હુ મારૂ મન કબજે રાખી નિરુપાયે આટલો વખત ત્યા ઉભી રહી પણ હવે ધીરજ ખૂટી, મુખશુદ્ધિના કકડો અને સોપારી પાસે મૂકી હુ એકદમ ઉપર ગઈ. ઉપર જઈ બારણાને આગળ અંદરથી મારી વાસી હું એક પલંગપર પડી; તે સાથે મને જે જોરનો ઉભરો આવ્યો તે મે કર્યો કેટલોક વખત બંધ ન થયો ઘણા વખતે તે કમતી થયો પણ મન બહુજ અસ્વસ્થ થયુ. શુ સંકટ છે અને હુ શુ કરુ છુ, એ હુ કંઈ સમજી શકી નહિ. આવે વખતે હું આ શુ કરૂ છુ એનો મને મારી જાતપર ગુસ્સો આવ્યો અને મે મારી જાતનો તિરસ્કાર કર્યો નીચે ગઈ પણ મને ચેન ન પડ્યુ. એકસરખી બીક લાગી. ગળુ ભરાઈ આવી આંખે આસું આવતા તેને કંઈ વખતનું કે ઠેકાણાનુ ભાન નહોતુ. આમ થાય કે તે અટકાવતા મને બહુજ શ્રમ થતો. ઘડીકમા આશા અને ઘડીકમા નિરાશા અને તેની પાછળ અમાંગલિક કલ્પનાઓ પથરાઈ મારૂ મન બહુ અસ્વસ્થ બનતુ. રોજ કરવાના બધા કામો હૂં હાથે કરતી તે કેવળ ટેવથી થતા. મન કશામાય લાગતુ નહિ

ખડુ વાર કાઇ પણ બેસાતુ નહિ જરા એક બાજુએ જઈ સુખ રહીશ એટલે મનને જરા ઠીક લાગશે એમ ધારતી પણ ચેન પડતુ નહિ નીચે સ્ત્રીઓમા જઈને બેસતી તો કંઇક ભૂલ્યા જેવુ લાગતુ અને ઉપર ક્યાર જઈશ એમ થતુ, અને તેની સાથેજ એકદમ ઉઠી દિવાનખાનામા જઈ પાસે બેસતી તોપણ મનની સ્થિતિમા કંઈ પણ પરિવર્તન થતુ નહિ માણસને પોતાના મન જેવો દુનીઆમા કોઇ પણ શત્રુ બીજો નથી, મન જે કલ્પનાઓ કર છે તે વૈરી પણ કરતા નથી એમ જે કહેવાય છે તે મને પળે પળે ખરુ લાગતુ મારા દુષ્ટ મનમા કંઇ ગાઠીઘેલી અસત્ય કલ્પનાઓ ન આવે એટના સારુ હુ બહુજ મહેનત કરતી મનમા થતુ - મા મન ધાર્યુ રહેતુ જ નથી તેના શો ઉપાય કરવો ? કોને શરણ જાઉ ? કોણ મારૂ મદદ નિશ અથવા કોની બની આ સકટનુ નિવારણ કરશે ! પરમેશ્વર, મારી લાજ તુજ રાખ આજ સુધી જીવને જોખમમા નાખી મૂકે તેના મદદગાર ગયા તે શુ ઓછા છે ? તે વખતે તુજ મારા આર્તનાદને સાભળી દોડી આવી પોતાનુ વખતોવખત રક્ષણ કરી જોઈ મને આ ભાગ્યને ટોચે પહોચાડી તેજ તુ આજ મને તે ટોચપરથી નીચે પગવડે ધકલી મૂકીશ શુ ? તુ કોઈ દિવસ પણ મને ધકલી મૂકીશ નહિ એવી મને સપૂર્ણ ખાતરી છે હે નારાયણ મને સમજણ આવી ત્યારથી મારા બધા સુખનુ અને આનદનુ ધામ આટનુ એકજ છે તે તુ જાણે છે, તે તુજ સભાળ આટલી મારી માગણી તુ પૂરી પાડ આથી વધારે મોટુ સુખ મે બીજા કોઇમા માન્યુ નથી સસારમા મને કૈયા છોકરાની ખોટ પણ મને કોઈ દિવસ જણાઈ નથી આ સહવાસમા સતુષ્ટ અને તન્મય છુ રાજરજવાડા, સરદારનિક, જાગીરદારની સ્ત્રીઓ સતતિ સપત્તિથી અને અધિકાર વૈભવથી ગમે તેટલી મોટી હોય તોપણ તેમનુ સુખ મારા કરતા ખાસ વધારે નહિ હોય. પોતાની જોડ મળ્યાથી મને આજ જે આનદ અને જે સમાધાન થાય તે જરૂર અનુપમજ છે-

પરમેશ્વર, આ બધુ આપનાર ખરી રીતે તુ જ છે અને તેનુ રક્ષણ કરવા પણ તુ જ સમર્થ છે

"આ મારૂ થયુ પણ પોતાના મનમા પણ એવુજ કઇ હશે એમ મને લાગ્યા કરતુ બધો વખત મનમા સારી નરસી કલ્પના ઓનુ યુદ્ધ મચી રહ્યાથી મારૂ મન ગભરાયા જેવુ થયુ હતુ કદાચ નજર મળે તો આ જાણી જોઇને કાઢી મો રાખેલા પોતાના મનની પણ બાથ તુટી પડશે, ખરેખર નહિજ રહે તો પછી મારી તો શી વાત? એમ મને લાગતુ ભમરાએ કોતરી ખાધેલા પણ ઉપરથી બ રાજ મજબુત અને આખા દેખાતા મોત જેવી મનની સ્થિતિ પચેલા અમે બન્ને જણા દિવસ ગાળતા હતા, તોપણ હૃ મૂર્ખી તો હજી પણ આ મ હલાડ મટશે એવી આશામાજ કલાક કલાક વ્યતીત કરતી, અને એટલોજ વખત મને સુખનો લાગતો પણ ઇશ્વરની ઇચ્છા કઈ જુદીજ હતી, તેની કલ્પના સરખી પણ મને નહોતી તેથી હૈયુ ભાગી નાખનારી ફીકરમા પણ જે સ્થિતિને સુખ માનતી તે સુખ આગળ પૂરા ચોવીસ કલાક પણ ટકયુ નહિ જે દેદિપ્યમાન તેજોમય સૌભાગ્ય સૂર્યના પ્રકાશમા હુ મોટા વૈભવના ખરા આનદમા એક સરખી ૨૭ વર્ષ રહી હતી, તે પ્રત્યક્ષ મેવા લેનાર દિવ્ય સૂર્યરૂપી પતિ મને છોડીને ગયાથી અત્યત દુ ખરૂપી ગાઢ અધિકારમા અથડાતા ફરવાનો વખત મારા પર આવી પડ્યો

આકરા તાપમા બહુ વાર ફરી પાછા વરમા આવનાર થોડો વખત આખે અધારા આવે છે તેમજ ન્યાયમૂર્તિના મૃત્યુ પછી રમાબાઇના આયુષ્યક્રમમા અધકાર આવ્યો આ અધારાનો વખત ચાર વર્ષ ચાલ્યો ન્યાયમૂર્તિના મૃત્યુ પછી રમાબાઈ સુમાદનુ ઘર છોડી પુને શુક્રવાર પેઠમા પોતાના વાડામા આવી રહેવા લાગ્યા "ન્યાયમૂર્તિએ મૃત્યુપત્ર કરી બધાની બરાબર વ્યવસ્થા કરી હતી ન્યાયમૂર્તિને શ્રીપદપત અને નીલકઠરાવ એમ બે સાવકા ભાઇઓ હતા નીલકઠરાવ એ ન્યાયમૂર્તિ પેઠે જ અપુત્ર હતા શ્રીપદપતને ઉદ્દે

બી ફેરાટ જાય એવી પરમેશ્વરની ઇચ્છા નહોતી માટે તેણે રમા બાઇને ૧૯૦૩ના પ્લેગમાથી બચાવ્યા જેમ પરમેશ્વરે રમાબાઇને હાથે સમાજસેવાનુ કાર્ય અને તેટલા સારૂ તેમને બચાવ્યા તેમજ તેમને કાર્યને પ્રવૃત્ત કરવાની બુદ્ધિ પણ ડૉકટર ભાડારકર વિગેરેના મનમા તેણેજ ઉત્પન્ન કરી ભગવત ચિંતનમા રૂચિ રાખ્યા પછી જેમ સસાર તરફ પાછા વળી જોવાની ઇચ્છા ભક્તને થતી નથી તેવીજ પતિભક્તિથી રમાબાઇના મનની સ્થિતિ થઇ હતી. પણ ખરી ભક્તિ એટલે ભક્તિનો વિષય બનેલાએ બતાવેલા માર્ગે જવુ, એવી જાતુ વિચાર પછી રમાબાઇને થવા લાગી સન ૧૯૦૪મા નાતાતની સભામા થએલી પહેલી મહિલા પરિષદનુ અધ્યક્ષપદ સ્વીકારવાનુ કબુલ કરી અજ્ઞાત વાસમાથી તે બહાર આવ્યા આ સબધી પોતાના ભાષણની શરૂઆતમા તેઓ કહે છે, "આજે હુ આટલા ચાર વર્ષે આપ સમક્ષ કરી પાછી આવી છુ તે પહેલાની સ્થિતિમા અને આજની સ્થિતિમા આસ્માન જમીનનુ અતર છે, અને તેથી મારા મનની સ્થિતિ પલટાઇ, આજ આ સુભાઈ અને આ ઠેકાણુ અને આપ મારી મ્હેનપણીઓ મને છક નવા અને જુદા હોય તેમ લાગો છો જે શ્રેષ્ઠ, પ્રેમાળ, અને પવિત્ર સહવાસમા મારા ૨૭ વર્ષનુ સાર્થક થયુ તેનુ પરિણામ એટલે હુ મારા મનની સ્થિતિને પપાળતા બેસુ એવુ ન થવુ જોઇએ એમ ગણુ છુ પરમેશ્વરે આપેલી સ્થિતિમા તેજ ચરણોનુ ચિતન કરી વિવેકથી દિવસો ગાળવા અને પોતાના કર્તવ્યમા હમેશ તત્પર રહેવુ એજ તેનુ પરિણામ થવુ જોઇએ પણ ઘણા દુ ખથી મારે કહેવુ પડે છે કે મારામા એટલુ સામર્થ્ય નથી તેઓ હમેશ એવુજ કહેતા કે "સુખદુ ખ દેહના ભોગ કે મનના વિકાર છે તેને મહત્વ ન આપવુ જોઇએ અને દરેકે પોતાના કર્તવ્ય વિષે બ_જ દક્ષ રહેવુ તેજ મનુષ્યજન્મનુ સાર્થક છે,' અને આ કહેવા પ્રમાણે હમેશ વર્તતા કેટલીય રાતો ઉધ વગરની ગઇ હોય કે છાતીમા તીવ્ર વેદનાઓ થતી હોય,

કામમાં મન સડોવાએલું હોય ત્યારે તેની બીલકુલ જાણ થતી નહિ. આપણે દેહી છીએ દેહના વિકારો આપણને થાય છે તેનું ભાન પણ રહેતું નહિ. એવું પોતાને કર્તવ્યમાં મગ્ન રહેવાનું બહુજ ગમતું હતું અને ઉદ્યોગ કરવાનું પણ ગમતું. એવા તેમના સહવાસમાં આટલું રહ્યા છતાં મારામાં તે સામર્થ્યનું—તે દૈવી ગુણનો થોડો પણ ભાગ નથી, એ મારે ભારે ખેદથી કબુલ કરવું પડશે નહિ તો જે મોટા કાર્ય માટે ગયા ૧૮ વર્ષ તન, મન, ધન અર્પણ કરી પમાર કર્યાં, તે બહુજ ગમતી વાતમાં. મારા તરફથી પણ થોડી મદદ કરવાની મળિ પાસ થતાં મને આપણા તરફથી આમ લાગે કે, ગુરુવર્ય ભાડાર કરને આગ્રહ કરવાનો શ્રમ શા સારૂ થાત ? ગમે તેમ હોય, હુ આજે આપના સમક્ષ ઉભી છુ અને આજે આપે મને જે અધ્યક્ષપદ આપ્યુ છે તે હુ કઇ ભણેલી ગણેલી સ્ત્રી છુ માટે આપ્યુ છે એમ નથી આપણામાં જેમ પરમેશ્વરના ચરણે ધરેલી ફૂલની માળા તેની નિર્માલ્ય સ્થિતિમાં આપણને તેના માટે એક જાતનો આદર હોય છે, અને તે કરમાએલી માળામાં આપણો જે ભાવ હોય છે તેવાજ ભાવથી આજે આપે મને જે માન આપ્યુ છે તે માટે મને અત્યંત આદર થાય છે, અને તે માટે હુ આપની આભારી છુ

રમાબાઇએ પોતાને નિર્માલ્યની ઉપમા આપી પણ આ નિર્માલ્ય કઇ જેવુ તેવુ ન હતુ પણ કરમાએલી બકુલમાળા જેવુ આ નિર્માલ્ય હતુ તેમાં રમાબાઇએ કહ્યા પ્રમાણે ન્યાયમૂર્તિના સહવાસથી નિર્માણ થતો નર્યો આદરભાવ જ હતો પોતાના ગુણ પણ હતા, જેથી ચૈતન્યતીથી વિષ્ણુની શોભા પોસાય કે તેમ રમાબાઇના આગળ પરના ચરિત્રથી 'માધવ' ના ચરિત્રને પણ વધારે શોભાયમાન બનાવ્યુ છે.

તત્વોપર જ થવી જોઈએ એવુ પ્રતિપાદન કર્યું છે હિંદુ ધર્મમાના આ સનાતન તત્વો ધાર્મિક બાબતોમા પણ ન્યા. રાનડેને માન્ય હતા આ વિવેચન ધ્યાનમા લઈ ૧૯૦૪ ની સાલમાના આપણા આચારવિચારોમા સુધારણા થવી જોઈએ, એમ કહેનાર લોકમા પણ ત્રણ પક્ષ ઉત્પન્ન થવા પામ્યા હતા, એમ દેખાઈ આવે છે. સુધારક, સનાતન ધર્મવાદી અને રાષ્ટ્રીય એમ આપણી સગવડ માટે આ ત્રણ પક્ષોના નામ આપવામા પણ હરકત નથી સુધારકોનુ અંગ્રેજી આચારવિચારોમા વધારે જોર હતુ તેમને ઘરની સ્ત્રીઓમા પ્રાર્થના સમાજમા અંગ્રેજી સંસ્કૃતિમાનુ જોમદારપણુ જોઈતુ હતુ જુના વિચારોને મજબુત પકડી રાખી કાળને અનુસરી આચારમા ફેરફાર થાય તે સ્વીકારવા, એમ રાષ્ટ્રીય પક્ષનુ કહેવુ હતુ સનાતન ધર્મવાદીઓને જુના આચારવિચારોને ચોરી રહેવાની જરૂર લાગતી હતી, પણ તે સાથેજ વખતને અનુસરી આચારમા ફેર કરવાની આપણે પોતેજ તજવીજ કરવી જોઈએ એવો તેમનો મત હતો સુધારણા આપોઆપ થશે એમ કહે ચાલશે નહિ આચાર બદલાયા વિના રહેશે નહિ તો તેમને ઇષ્ટ વલણ લગાડવાની ખબરદારી લેવી જોઈએ એમ સનાતન ધર્મવાદીઓનુ કહેવુ હતુ અને આ દષ્ટિએ હિંદુસ્તાનમા થવા પામેલી આચાર ક્રાન્તિને અને વિચાર ક્રાન્તિને યોગ્ય વલણ આપવા સન ૧૮૮૦મા ન્યા. રાનડેએ સામાજીક પરિષદની સ્થાપના કરી

સન ૧૮૮૭ મા ન્યા. રાનડેએ સમાજની આચાર ક્રાન્તિને અને વિચાર ક્રાન્તિને ઇષ્ટ વલણ આપવાનુ જે કામ હાથ ધર્યું હતુ અને જે કામ તેમણે મરણાન્ત તન, મન અને ધનનો ફાળો આપી અવ્યાહતપણે ચલાવ્યુ તે કાર્ય આગળ ચલાવવાની જવાબદારી ન્યાયમૂર્તિની સહધર્મચારિણી, એ રીતે આપણાપર છે, એમ રમાબાઈએ મહિલા પરિષદના અધ્યક્ષ તરીકે કરેલા ભાષણના આરંભમાજ કબુલ કર્યું છે. તે યાદ રાખી તેમણે સન ૧૯૦૪ થી ૧૯૨૪ સુધી ખંત રાખીને

કામ ઉપાડયુ છે, તેમાજ તેમનુ સહધર્મચારિત્વ દેખાઈ આવે છે. આપણામા સર્વ પ્રકારના વિચારોમા સુરતી આવેલી છે ગૃહિણી, માતા, સહધર્મચારિણી આ શબ્દોથી વ્યક્ત થનાર સ્ત્રીઓના અધિકાર આપણા મનમા પણ આવતા નથી, અને લગ્ન થએલી સ્ત્રી એટલે પગમાનુ જોડુ એટલીજ ભાવના મનમા દૃઢ થઈ બેસે છે એટલે એકનુ જોડુ બીજાના પગને ગેમતુ આવતુ નથી અગર તે જેમ ત્યાજ્ય સમજાય છે એવી ખરાબ દૃષ્ટિથી સ્ત્રીઓ તરફ જોના જેટના સારા વિચારોનો અભાવ મહારાષ્ટ્રમા નજરે પડે છે સહધર્મચારિણી આ એકજ શબ્દના હિંદુઓના વિવાહની બાબતની સંપૂર્ણ કલ્પના સમાએલી છે આ શબ્દથી પતિ પત્નીની સમાનતાનો હક્ક વ્યક્ત થાય છે, એકનુ ગમતુ ન ગમતુ સરખુ હોવુ જોઇએ આનાપર કટાક્ષ દેખાઈ આવે છે અને પતિ પાછળ તેને સહધર્મથી રહેતા ફાવે એવો તેનો ઘરમા અધિકાર હોવો જોઇએ આ અર્થ પણ આ એકજ શબ્દથી વ્યક્ત થાય છે આ ત્રણે બાબતોમા મહારાષ્ટ્રની સ્ત્રીઓની વચના કરવામા આવે છે આ વચના ન્યા રાનડે સાથે જો રમાબાઇનો લગ્ન સબંધ ન થયો હોત તો તેમને પણ ભોગવવી પડત ન્યા ચંદાવરકરે સન ૧૮૦૧ ની સામાજીક પરિષદના ભાષણમા કહ્યા પ્રમાણે ન્યા રાનડેએ કંઈ સુધારણા થવી જોઇએ તે પોતાના આચરણથી બનાવ્યુ છે તેમણે પોતાની જવાબદારી ઓળખી દક્ષતાથી અને પ્રેમાળપણાથી રમાબાઇને સહધર્મચારિણીના પદને યોગ્ય બનાવ્યા અને તેમને આ ધર્મ પોતાની પાછળ પણ અવિચ્છિન્નપણે પાળતા ફાવે એવી તજવીજ કરી મુકી હવે 'કેટલોક ગુણ સોનાનો અને કેટલોક ગુણ સોનીનો' આ કહેવત પ્રમાણે રમાબાઈમા પણ ગુણ હતા તેથીજ તેઓ ખરા સહધર્મચારિણી બન્યા એ કાંઈ ખોટુ નથી ન્યા રાનડેએ તેમને ભણાવવાની ફરિયાદ રાખી નહોતી રમાબાઇએ જો હરિ હરિ કહેતા દિવસો ગાળવાનુ નક્કી કર્યું હોત તો તેમને કોઇ ના કહિ શકત અને જો તેમણે એમ કર્યું હોત તોપણ તેમને કોઇએ ખોટું

કર્યું ન હોત. આ વર્તન સામાન્ય સ્ત્રીને છાજે તેવુ જ થયુ હોત. સામાન્ય સ્ત્રી કરતા તેમનામા કાઈક વધારે ગુણ હતા તેથીજ તેમણે ઘરના રોષ અને ત્રાસ વેઠી શિક્ષણ મેળવ્યુ અને આગળ વૈધવ્ય સ્થિતિથી ન ગભરાતા સમાજ સેવાને તન, મન અને ધનથી ગ્રહણ કરી

વિધવા એ પોતે એની સ્ત્રી હતી તે જાણી વર્તવુ જોઈએ એવુ રમાબાઈનુ કહેવુ હતુ અને તેમનુ પોતાનુ એવુ વર્તન હતુ, અને ન્યા રાનડેના સહવાસમા પોતે ૨૭ વર્ષ ફોગટ ગાળ્યા નથી એવુ એમણે પોતાના ૨૦ વર્ષના ચારિત્ર્યથી બધાને બતાવી આપ્યુ છે સદ્ધર્મચારિત્વની જવાબદારી અમુક એક જ પદ્ધતિથી પાળવી જોઈએ એવુ કાંઈ નથી સમાજ સેવા કરતાજ સદ્ધર્મ ચારિત્ર્યની જવાબદારી પાળી, નહિ તો નહિ એવો અર્થ કરવો બરાબર નથી. સીતા, દ્રૌપદી, અને દમયંતી એવી જુની સ્ત્રીઓ લઈએ અગર જીજાબાઈ અહલ્યાબાઈ અને ઝાંસીના લક્ષ્મીબાઈ એવી આજકાલની સ્ત્રીઓ લઈએ તો આ છએ પોતાના ક્ષેત્રમા આદર્શભૂત સદ્ધર્મ-ચારિણી હતા એમ દેખાઈ આવશે. ૧૪ વર્ષના વનવાસ પછી રાજ્ય ભોગીને સુખનો સંસાર કરવાનો, તેજ પ્રજાના હિત તરફ જોઈ રામચંદ્રે સીતાને છોડી દેવાનુ નક્કી કર્યા પછી રામનો હેતુ ધ્યાનમા લઈ સીતાએ નવો વનવાસ રાજીપણે વેઠ્યો દ્રૌપદીએ અને દમયંતીએ પોતાના પતિ સાથે આવી પડેલા વનવાસના દુઃખો આનંદથી સહન કર્યા. જીજાબાઈએ પોતાના આચરણથી 'વીર માતા' એ નામ મેળવ્યુ છે અહલ્યાબાઈ અને લક્ષ્મીબાઈએ પોતાના વર્તનથી 'વીર પત્ની' એ નામ સાર્થક કર્યું છે સર્વ સમાજને પોતાના આચરણથી દાખલો આપવાનો અધિકાર રાજાનો છે અને એ દૃષ્ટિએ આદર્શ-ભૂત ચરિત્રો કહીએ એટલે આપણામા રાજવંશીજ સ્ત્રી પુરુષોના સમજાય છે. રાજવંશના આ માન આજકાલ મધ્યમ વર્ગના કાર્ય-દક્ષ કુટુંબને મળ્યા છે. મધ્યમ વર્ગના કાર્યદક્ષ સ્ત્રીપુરુષોના ચરિત્રો,

ને સુખદુઃખો આજ કાલ લોકોને પોતાનાજ લાગે છે, અને તેથી સામાજીક નાટકો, સામાજીક ચરિત્રો અને સામાજીક નવલકથાઓ એ તરફ લોકોની લાગણી વધારે દેખાઇ આવે છે. સામાજીક કાળમાં સમાજસેવા એજ કાર્યકર્ત્તાનું લક્ષણ સમજાય એમાં કંઈ નવાઇ નથી.

હિંદુસ્તાનમાં મહારાણીનું રાજ્ય શરૂ થયા પછી સુશિક્ષિતોનું લક્ષ આથી સહેજજ સમાજસેવા અને સુધારણા એ તરફ આકર્ષાયું. આપણા સમાજમાં સામાજીક એવો ( કોઈ ) ભાગ નહોતો. દરેક વર્ણે ચાર આશ્રમાનુસાર પોતાનો ધર્મ પાળવો; અને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થ પ્રાપ્ત કરી લેવા એવી હિંદુ સમાજની મૂળભૂત રચના છે. પણ અંગ્રેજી શિક્ષણ શરૂ થયું ત્યારથી આ જુની રચના અને જુની ભાષા બદલાઈ લોકોના કર્તવ્યના સામાજીક, રાજકીય, આર્થિક અને ધાર્મિક એમ ચાર ભાગ થયા છે; અને આ દ્દષ્ટિએજ અંગ્રેજીનુ શિક્ષણ શરૂ થયા પછીજ હિંદુસ્તાનમાંની અનેક ચળવળોને વલણ મળ્યું છે. નવી જાતની આ ચારે ચળવળોને વેગ આપવાનું માન ન્યા. રાનડેને જ મળ્યું છે. સંસાર સુખી કરવો હોય તો સમાજની અનિષ્ટ નીતિઓ દૂર થવી જોઇએ; રાજકીય હકો પ્રાપ્ત થવા જોઇએ, આર્થિક ધારણાઓ બદલાવી જોઈએ અને ધાર્મિક સ્વાતંત્ર્ય મળવું જોઇએ એવી નવી ધારણા ન્યાયમૂર્તિ રાનડેએ પ્રવર્તાવી. સંસારનો આધાર રાજસત્તા હોવાને કારણે આ રાજસત્તા સ્વાધીન થયા વિના આ બધી ચળવળો ફળીભૂત થવાની નથી,' માટે રાજસત્તા લોકોને હાથ કરવાના પ્રયત્ન કરવા જોઇએ; એવા વિચારો કૈલાસવાસી વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકરે ' નિબંધ માળા ' દ્વારા અસ્ફૂટ રીતે દર્શાવ્યા, તેજ લોકમાન્યે ' કેસરી ' દ્વારા વધારે જોસભેર પ્રતિપાદીત કર્યા. સન ૧૯૦૪ના અરસામા આ વિચારશ્રેણીએ મહારાષ્ટ્રમાં તો પોતાની છાપ પાડીજ હતી; બંગાળ પ્રાંતે પણ આ વિચારશ્રેણીનો અંગીકાર કર્યો હતો. જુના સુશિક્ષિતોએ સામાજીક

અને ધાર્મિક બાબતોમા જેમ આસ્થાપૂર્વક મહેનત કરી તેમ હાલના નવા સુશિક્ષિતો કરતા નથી, એવી ન્યા. ચંદાવરકરે પારસી સમાજ વિષે લખતા તકરાર કરી છે. રાજસત્તા તરફ મહારાષ્ટ્રના લોકોનું મન જોરથી ખેચાતું હતુ, તે વખતે રમાબાઇએ પોતાના કાર્યની શરૂઆત કરી

આ કાર્ય કઈ રીતે કરવું જોઇએ એ બાબતના પોતાના વિચારો રમાબાઇએ મહિલા પરિષદની વ્યાસપીઠપરથી ભાષણ કરતા નીચે પ્રમાણે જણાવ્યા છે "સ્ત્રીઓએ સાર્વજનિક હિતના અને પરોપકારના કયા કામો માથે લઈ ચલાવવા અને પોતાનું આયુષ્ય વધારે ઉપયોગી કરવુ, આ બાબતમા બે વાતો આપના આગળ મૂકવી એમ મને લાગે છે, અને વિષયનું યથાર્થ જ્ઞાનસ્વરૂપ ધ્યાનમા આવવા માટે આપણામાની જુની કુલીન ઘરની સ્ત્રીઓ કયા કામો હાથ ધરતી અને આજ આપણી પરિસ્થિતિ કેવી બદલાઈ છે, આપણી સદ્વિવેક શક્તિને કયા નવા દુખો જણાવા લાગ્યા છે, એમ બેઉ તરફ આપણે નજર કરવી જોઇએ. જુની રીતનો સુખી સ્ત્રીઓનો આયુષ્યક્રમ કેવો હતો, એ વિષે આપણામાની સ્ત્રીઓને સાભળીને તો ઘણીજ માહિતી હશે અને આપણી આગળ આવી બાબતો ઘણીજ આવતી હશે. પરતુ મને આ વખતે જે બાઈનું નામ યાદ આવે છે તે સ્ત્રી એટલે કચલકરજીના 'માઈ સાહેબ' એજ છે. આ બાઈ હાલના તે સસ્થાના અધિપતિના દાદીના દાદી છે. તેઓ બહુજ સદાચારશીલ અને ધાર્મિક હતા તેમનો રોજનો ક્રમ એટલે તેઓ વહેલા પરોઢીએ ઉઠી પંચગગાપર નહાવા જતા. જતી વખતે રસ્તે જાણી જોઈ પાલખી થોભાવી પોતાના ગામમાના ગરીબોને ઘેર જઈ ત્યા જે કોઈ માદા હોય, કોઇ સ્ત્રી સુવાવડમા હોય, તેમની પોતેજ ખબર લેતા અને પુછપરછ કરતા. કોઈ પણ જાતની સ્ત્રી સંકટમા છે એવી ખબર સાભળતા જ જમતા હોય તો પણ એમને એમ ઉઠી પાલખીમા બેસી તેને ઘેર જઈ તે અરપૂરબ

ગણાતી હોય તોપણ તેને અડકી તેનો છુટકારો કરી પાછા આવતા નાહીને પાછા ઘેર આવી સવારે જોએની, માદી સુવાવડી વિગેરેને દવા દારૂ અને ચરી વિગેરેનુ મોકલાવતા અને પછી પૂજામા બેસતા પૂજા થયા પછી ગદિમા, ધર્મશાળામા કે પાથમ્ય, ગરીબ, દુખી, નિરાશ્રિત ઉતર્યા છે ? શુ તેની તપાસ કરાવી જો માદા હોય તો તેમની ખાનાપીનાની વ્યવસ્થા કરી પછી પોતે જમવા જમતા બપોરે પોથીપુરાણો વિગેરે વાચવા અને સ્ત્રીઓને સમજાવવી હૈવુ એમ તેમનો નિત્યક્રમ હતો આવી જાતના સત્કાર્ય અને પરોપકારમા આયુષ્ય વ્યતિત કરનાર સ્ત્રીઓ સસ્થાનિમમા અગર શ્રીમતોમા જ મળી આવે છે એમ નથી મધ્યમ વર્ગની સ્ત્રીઓમા પણ એવીજ ઉદાર વૃત્તિ હતી

' પણ હાલ ૪૦ વર્ષમા આવી કાયપરાયણતા દેખાઈ આવતી નથી માગણ ગમે તે રીતે ખરી રીતે **जे का रजले गाजले त्यासी ह्मणे जो आपुले** ' આ વૃતિ બહુજ ભાગ્યે બહુ મોટા પુરૂષોમા દેખાઇ આવે છે તોપણ ખરી રીતે તે સ્ત્રી સ્વભાવનો ધર્મ છે બીજાનુ દુ ખ જોઈ પોતાને દુ ખ ઉત્પન થવુ જોઇએ, મનને ચિતા થવી જોઇએ અને તેનુ નિવારણ કરવા શક્તિ અનુસાર મહેનત કરવી આ બાબતો પુરૂષો કરતા સ્ત્રી વર્ગમા વધરે દેખાઈ આવે છે તે સ્ત્રી સ્વભાવની વિશેષતા છે આ જરા પણ ઝાખી થવા દેવી યોગ્ય નથી આજ સુધી આપણે હિદુસ્તાનની સ્ત્રીઓએ જે આધ્યાત્મિક ઉનતિ પ્રાપ્ત કરી છે તે એમજ કાયમ રાખવી તેમા જરાપણ ઓછાપણુ આવવા ન દેવુ એ તો આપણુ કર્તવ્ય છે પણ પહેલાનુ મોટાપણુ રાખી અગર તે રાખવાનુ સામર્થ્ય વધારવા માટે અત્રે આપણે જે નવા નવા કામો હાથ ધરવા જોઇએ તે ક્યાં છે તેનો જરા નિર્દેશ કરૂ છુ

' તેમાનુ એક કામ એટલે ગામની ચાર પ્રૌઢ સ્ત્રીઓને મહિનામાથી એક વાર પોતાને અનુ ? પડે તે વખતે દવાખાનામા જઈ

ત્યા માદી પડેલી છોકરીઓની અને સ્ત્રીઓની પૂછપરછ કરવી. તેમને જો કાઇ અડચણો હોય તો તેની તજવીજ કરી તે દૂર કરવી અને જો કાઇ અવ્યવસ્થા હોય તો તે પોતાના સૌજન્યથી મટાડવાનો પ્રયત્ન કરવો એજ છે. હવે મે ઉપર કહેલી ધાર્મિક સ્ત્રીના દાખલા ઉપરથી આજે જે વાત આપણે કરવી એમ કહ્યુ તે કઇ નવી વાત નથી આપણા જુના રિવાજ પ્રમાણે જ આ એક જરા જુદા સ્વરૂપમા શરૂ કરવાની છે એટલુજ માત્ર બીજુ કામ છોકરીઓની નિશાળની દેખરેખ રાખવી એજ. હાલમા આપણને છોકરીઓની નિશાળો દરેક શહેરમા અને ગામડાઓમા સ્થપાશે એમ લાગવા માડ્યુ છે, પણ વધારે નિશાળો ખોલવાની તો તે સાથે આપણા પર જે જવાબદારી આવી પડે છે તે આપણે કેવી રીતે પાર પાડી શકીએ તેનો વિચાર શુ આપણે ન કરવો જોઇએ ? આપણે મહિને કે, પદર દિવસે આપણી છોકરીઓની નિશાળોમા જઇ ત્યાની ભણાવાની અને બીજી વ્યવસ્થા કેવી છે, નાની છોકરીઓની મર્યાદા તરફ તેમજ રીતરિવાજો તરફ મહેતીજીઓ તરફથી કેટલુ ધ્યાન આપવામા આવે છે, તેમની પાણી પીવાની અને જવા આવવાની વિગેરે શુ વ્યવસ્થા છે, જગા અધારી અને બિનાશવાળી નથી ને, છોકરીઓને રમવા વિગેરે છુટી જગ્યા મળે તેમ છે વિગેરે પોતે જઇ યોગ્ય લાગે તે વખતે સૂચના આપવી, એ કામ આપણે કરવુ જોઇએ છોકરીઓ નાની ઉંમરે સાસરે જવા લાગે છે એ ખરૂ છે પણ આપણા હાથ નીચે તેમની જગ્યાએ વહુઓ તો આવે જ છે. તેમની જો નિશાળે જવા જેવી ઉંમર હોય તો તેમને નિશાળે મોકલવી ઘટે છે. આપણે બેદરકારી બતાવવી ન જોઇએ આગળના અને હાલના વખતમા અતર પડ્યુ છે.

પાચ પચાસ વર્ષ પહેલા શાસ્ત્રીય, વૈદિક અને મુત્સદ્દી વિગેરે ને બાદ કરીએ એટલે બાકી રહેલા પુરૂષ વર્ગના અને સ્ત્રીઓના ાનના વિષયમા ઘણુખરૂ સરખાપણુ જ હતું. તેમના વિચારો અને

કલ્પના સમાન હતા પણ હાલ એવું નથી આપણે આપણા દિકરા જમાઇઓ ભણેલા મોટી મોટી પરીક્ષાઓ પસાર થએલા અને પ્રખ્યાત થએલા હોવા જોઇએ એમ લાગે છે. આ પાશ્ચાત્ય વિદ્યાથી જગતપરના મોટા મોટા રાષ્ટ્રો તરફ, આપણા બીજા દેશોના ઇતિહાસ તરફ, નવા નવા શાસ્ત્રની શોધો તરફ જોવાની તેમની પ્રવૃતિ સ્વાભાવિકપણેજ થાય છે, અને આપણી ભાવી સ્થિતિ સબંધે નવા નવા વિચારો સંકલ્પ મનમા ઉદ્ભવે છે. એવી એ કલ્પનાઓ સાથે અને વિચારો સાથે જેના વિચારો મળતા આવે છે એવી પત્ની હોય એટલે જે સાધનોનો તે વિચાર કરે તે તેને સમજતી બેઉનો આનંદ વધશે અને દાખલા તરીકે આપણે ડુંગર પર કે બીજે કોઇ ઠેકાણે ફરવા ગયા હોઇએ ત્યાં કંઈ રમણીય કે આશ્ચર્યકારક જોયુ હોય તો કોઈ સમક્ષ કહ્યા વગર આપણાથી રહેવાતુ નથી જેને આપણે કહીએ તેને તે સારી રીતે સમજાયુ છે એમ આપણને લાગે તો આપણને બહુજ આનંદ થાય છે પણ આપણે શુ કહીએ છીએ તે જો બીજાને સમજાયુ નથી એમ આપણને દેખાઈ આવે તો આપણે બહુજ નિરાશ થઇએ અને એ સાધારણ રીતે બધાનોજ અનુભવ છે એવા ઘડીભરના સહવાસના માણસને પણ આપણા વિચારો અને કલ્પના સમજાય એમ આપણને લાગે છે અને તેનીજ સાથે આપણા મનપર સારૂ કે નરસુ પરિણામ થાય છે તો પછી જેની સાથે આ સંસારયાત્રા પાર પાડવાની છે, જેનાપર આપણુ અને આપણી આગળની પીઢીનુ સુખ રહેલુ છે એવી સ્ત્રી આપણને અનુરૂપ હોવી જોઇએ, એમ આપણા દરેક ભણેલા છોકરાઓને લાગવુ એ સ્વાભાવિકજ છે પણ એમ ન હોય તો તેમનુ મન જેટલુ ઘરમા લાગવુ જોઇએ એટલુ લાગતુ નથી તેઓ ઉદાસીન રહે છે, અને તેમને સ્ત્રીઓ તરફ અને પોતાની મા તરફ જેટલો આદરભાવ હોવો જોઇએ તેટલો લાગતો નથી આવી હાલતની સ્થિતિ દેખાઇ આવે છે, આ પ્રકાર ખરાબ છે અને તે કાઢી નાખવો તે બહુજ અગત્યનુ છે

માટે આપણામાંથી દરેક સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લઈ ફુરસદના વખતે બપોરે આ ઉપયુક્ત અને કીમતી કરવા માટે ગૃહશિક્ષણ વર્ગ શરૂ કરવા એ બહુજ જરૂરી છે ’

“ [illegible] નિશાળો જેવા જતુ અગર ગૃહશિક્ષણની તજવીજ કરવી એનાથી પણ વધારે મહત્વના કામો અનાથ છોકરાઓ અને અનાથ સ્ત્રીઓ સબંધી છે એમ રમાબાઈએ પોતાના ભાષણમાં કહ્યું છે, અને આ કામો ઇંગ્લાંડમાંના ‘સીસ્ટર્સ’ જે રીતે કરે છે તેવી જ રીતે કરવા એની તેમણે સૂચના કરી છે ઉપર્યુક્ત ભાગમાં દર્શાવ્યા મુજબ ૧૯૦૨ ની સાલમાં પુનાની ચાર દરેક સ્ત્રીઓને નાની ગૃહશિક્ષણના કાર્યની શરૂઆત કરી હતી પણ વધારે મોટા પાયા પરના કાર્યની મલબારી શેઠના પ્રોત્સાહનથી શરૂઆત થઈ રમાબાઈએ પોતાના ભાષણમાં ઉલ્લેખેલા ધોરણે કાર્ય કરવા માટે મલબારી શેઠે મુંબાઈ સેવા સદન નામની સંસ્થા ૧૯૦૮ની સાલમાં ખોલી અને તેનું અધ્યક્ષસ્થાન સ્વીકારવાની તેમની વિનંતિ રમાબાઈએ માન્ય રાખી તે પછી પુને મુંબાઈના સેવાસદનની એક શાખા કાઢવી એવી દયારામ ગિડુમલે સૂચના કરી આ સૂચનાનો વિચાર કરી મુંબાઈના સેવાસદન પ્રમાણે કેટલે સુધી કામ કરતા ફાવશે એનો અંદાજ લેવા માટે રમાબાઈએ ૧૯૦૭ માં સ્થપાએલી ‘ હિંદુ લેડીઝ સોશિયલ ક્લબે ’ આ કાર્ય ૭ મહિના કરી જોવું એમ નક્કી કર્યું આ વાતો નક્કી કરવા બાબતમાં રમાબાઈ સાથે સર્વંટ ઑફ ઇન્ડિયાના સીનીઅર મેમ્બર ગોપાળરાવ દેવધરે આગળ પડતો ભાગ લીધો તેઓ અને રમાબાઈએ મુંબાઈ જઈ દયારામ ગિડુમલ વિગેરે લોકો સાથે તેમણે વાટાઘાટ કરી અને પ્રથમ હિંદુ લેડીઝ સોશિયલ ક્લબ આ કાર્ય હાથ ધરવું એમ નક્કી થયું પ્રયોગના ૭ મહિના સારી રીતે પાર પડ્યા પછી તા ૨ ઑક્ટોબર ૧૯૦૯ ને દિવસ પુનામાં રમાબાઈને વેગે સેવાસદનની સ્થાપના કરવામાં આવી ત્યાર પછી એમાં જ હિંદુ લેડીઝ સોશિયલ ક્લબ અંતર્ધાન પામી

તા. ૭ મી માર્ચ ૧૯૧૪ ના રોજ 'સેવાસદન' એ વિષય પર રમાબાઇએ એક વ્યાખ્યાન આપ્યુ આ વ્યાખ્યાનમા રમાબાઇ કહે છે, કે "આજે મારે પરમેશ્વરનો વિશેષ આભાર માનવાનો તે એટલા સારૂ કે ૧૯૦૪ મા મુબાઇની મહિલા પરિષદમા મારૂ જે ભાષણ થયુ તેમા જે કામો અમારી દરેક સ્ત્રીઓના હાથે બનવા જોઇએ એવી એકલી આશા અને ઇચ્છાઓ પ્રદર્શિત કરી હતી. તેમનો કેવળ મનોરાજ્યમા લય ન થતા તે આજે ખરેખર મૂર્તરૂપે અસ્તિત્વમા આવ્યા છે એમ કહેતા મને અત્યત સતોષ થાય છે તે સિવાય ગયા નવ વર્ષ દરમીઆન અમને જે બાબતોની ઉણપ લાગે છે તે પુરી પાડવાનો અમે આ સસ્થાદ્વારા પ્રયત્ન કરીએ છીએ આ કામમા ઘણી સાધ્વી, પ્રૌઢ અને અતરની લાગણીવાળી સ્ત્રીઓની મદદની જરૂર છે તેઓ દ્રઢ નિશ્ચયથી આ કામો આમ જ આગળ ધપાવી અગત પણ તરૂણ પીઢીના ઋણમાથી મુક્ત થશે એમ માનવા હવે હરકત નથી તેમ જ આ કામમા અમારા ભાઇઓ તરફથી પણ સારી મદદ હોવાથી અમને કશી અડચણો આવતી નથી એટલુ જ નહિ, પણ બેઉ વર્ગો પોતપોતાના કામો વધારે ઉત્સાહથી અને હરીફાઇ કરે છે એ એના વિશેષ સમાધાનની વાત છે વર્ગ સબધી કે દેશ સબધી તે બેઉ વર્ગના કામો જુદાજ હોવાના દાખલા તરીકે જુઓ, પરપુરૂષ સાથે પત્રવ્યવહાર કરવો, તેમને મળવુ, વ્યાખ્યાન આપવા સારૂ સભાઓ આપવા સારૂ આગ્રહ કરવો, વિગેરે જે કામો સ્વત સ્ત્રીઓના નરમાળપણાથી તેમને હાથે બનતા નથી તે, તેમજ જે અનેક કામો કરવામા પુરૂષોની મદદ જોઇએ તે આજ અમને સારી રીતે મળે છે એ અમારૂ ભાગ્ય કહેવાય

સ્ત્રીનો મુખ્ય ધર્મ માતૃપ્રેમ સેવાસદનના કાર્યનુ મુખ્ય ધ્યેય સ્ત્રી સમાજ છે આ બાબતમ સ્ત્રીજનના અધિકારો અને સ્વરૂપનો આપણે વિચાર કરીએ તે ઉત્તમ પ્રકારનુ માતૃત્વ એજ સેવા કરવી એ જ સ્ત્રીઓનો મુખ્ય અધિકાર છે આ માતૃત્વની યોગ્ય જાણ ઉપર કરી, તેનુ ઉદાત્ત સ્વરૂપ સ્ત્રીઓ અગર મુક્ત અને પૂર્ણ

રીતે તે અનુસાર વર્તવાની પાત્રતા તેમનામાં નિર્માણ કરવી એ જ સેવાસદનનું ઉચ્ચ ધ્યેય છે. અગર તો સ્ત્રીના કાર્યનું મહત્ત્વ ટુંકમાં કહેવાનું હો તો માતૃત્વ એ એકજ શબ્દથી કહેવાય. માતૃપ્રેમ એ પરમેશ્વરે સ્ત્રીઓમાં ઉત્પન્ન કરેલી એક શક્તિ છે. તે શક્તિ વધારવી કે માતૃપ્રેમ વધારવો એ સમાજ ઉન્નતિની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વનું છે.

માતૃપ્રેમની ભાવના અને સેવા એ મનુષ્ય ધર્મ છે. આ બાબતમાં આજે હું કાંઈ કહેવાની છું એમ સાંભળી ઘણાઓને આશ્ચર્ય થશે, કે આમાં આ નવું તે શું કહેવાના છે? એકનું માણસમાત્ર નહિ, પણ જીવ માત્રમાં માતૃપ્રેમ સ્વાભાવિક જ હોય છે, એ અમારો રોજનો અનુભવ છે. આ પ્રમાણે સેવા કરવાનો અધિકાર અનાદિ કાળથી ચાલ્યો આવે છે. અમારે ઘેર પણ અમે રોજ સેવા જ કરીએ છીએ તો પછી આ બાબતો શીખવા અમારે સેવા સદનનું કામ જ શું? એવો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે તેના જવાબમાં એટલું જ કહેવાનું કે હા, આપનું કહેવું ખરૂ છે. તોપણ ઉપર ઉલ્લેખ કરેલી માતૃપ્રેમની ભાવનામાં અને રોજની સેવામાં થોડુંક વધારવાનું છે. તે એ કે માતાના કર્તવ્યની અને સેવાની કિંમત ભારે છે. તેની નિર્વેધ સેવા અનુપમ હોય છે. તે એટલી બધી કે કેટલીક વખત માતા પોતાને ભૂલી જઈ અહોરાત્ર છોકરાઓની સેવા કરે છે. તેમને સારૂં થવામાં જ તેનું સુખ રહેલું છે, અને તે સાથે થાક પણ ઉતરે છે એમ આપણો રોજનો અનુભવ છે આ બધુ આપણા ઘરનું જ થયું, પણ આ પ્રેમનું ક્ષેત્ર આજ આપણા એકલા પુરતુ જ એટલે સંકુચિત છે. તેનો વધારો અને વ્યાપકપણું આજે છે તેના કરતા હજારગણુ વધવુ જોઇએ. કારણ કે તેના વધવાપરજ આપણી પ્રગતિ ઘણીખરી અવલંબન રાખે છે. બધી જાતના કર્તવ્યના અને દયાધર્મના કામો આના વધવા પર જ અવલંબે છે. પહેલા આપણે પોતે પછી આપણા સગાઓ, મિત્રો, પછી પાડોશી, પછી ગામના, પ્રાંતના, દેશના લોકો એવી આપણાપણાની ભાવના

પરવારએ વધવી જોઇએ, તો જ આપણી બુદ્ધિ ઉદાર બની આપણે હાથે ખરા, ઉપયોગી અને યોગ્ય કામો થશે તેથી જ સેવા સદને આવું કામ કરવા યોગ્ય એવી સેવિકાઓ તૈયાર કરવાનું ધોરણ હાથ ધર્યુ છે અને આવા પ્રકારના બહોળા માતૃપ્રેમની ભાવના વધારવી એ જ આ સંસ્થાનો મુખ્ય હેતુ છે ''

સેવા સદનના નિયમો એ મથાળા નીચે રમાબાઇના હસ્તલિખિત કાગળોમાં ચોપડીના પુઠાપરથી પેન્સીલે લખેલો અહેવાલ મળે છે —

૧ સઘળા માનવબંધુઓ સાથે પ્રેમથી વર્તવું

૨ જે કંઇ કામ કરવાનું તે પરમેશ્વરને ભક્તિ ભાવથી અર્પણ કરી તેના ફળની અભિલાષા ન રાખવી

૩ જીવનની માલીકી આપણી ન હોઇ તે પરમેશ્વર પાસેથી મળેલી થાપણ છે એમ સમજી તેનો ઉપયોગ કરવો અને કેવળ તે પ્રેમથી અને ભક્તિભેર પરમેશ્વરને અર્પણ કરવું.

આ મુખ્ય ત્રણ તત્વો પર સેવાસદનની રચના થએલી છે

રમાબાઇની નિષ્ઠા અને શ્રી ગોપાળરાવનો સતત ઉદ્યોગ વગેરેથી સેવાસદનની વ્યાપકતા વધી. પુનાનું સેવાસદન મુંબાઇની શાખા તરીકે ન રહેતા સ્વતંત્ર અને સ્વાવલંબી બન્યું, અને સન ૧૯૧૭ માં સેવાસદને શરૂ કરેલું કાર્ય 'સેવાસદન સોસાયટી' એ રમાબાઇના અધ્યક્ષપણા નીચે પોતાને હાથ લીધું ૧૯૨૧ ની સાલમાં રમાબાઇએ 'ધી ઇન્ડીઅન ઇન્ટરપ્રીટર' એ માસિકના એપ્રિલના અંકમાં 'સેવાસદન સોસાયટીના ૧૦ વર્ષના કામની ટુંકી સમાલોચના' એવો અંગ્રેજી લેખ લખ્યો છે હિંદી સ્ત્રીઓના ઉદ્ધારાર્થે પુના સેવાસદન સોસાયટી કામ કરે છે એમ એમણે આ લેખમાં કહ્યું છે સેવાસદનની વ્યાપકતા હવે પુનામાં જ એટલી ન રહેતા તેની શાખાઓ સાતારા, સોલાપુર વગેરે ઠેકાણે નિકળી એક દીવો બીજા દીવાને પ્રજ્વલિત કરે એ રીતે પુનાના સેવાસદનનું અનુકરણ સાંગલી, જમખંડી, વગેરે ઠેકાણે પણ થવા લાગ્યું છે

## [૧૧]

# સમાજ સેવા.

સન ૧૯૦૪ થી ૧૯૨૪ આ વીસ વર્ષમાં રમાબાઈની સમાજ સેવાનો પ્રદીપ પોતાના નિર્મળ અને સાત્વિક તેજના જોરથી જળતો હતો. સેવા સદનની સ્થાપના કરી રમાબાઈએ અને 'ભારત સેવક સમાજ' સ્થાપી નામદાર ગોખલેએ ત્યાં રાનડેની સામાજીક અને રાજકીય ચળવળોનું ખરૂં સ્મારક કર્યું છે એવા ત્યાં સહાયકારે ખરા ઉદ્ગાર કાઢયા છે. સામાજીક, રાજકીય ધાર્મિક અને ઔદ્યોગિક ચળવળો કરી લોકોમાં સ્વ ઉન્નતિની જાગૃતિ નિર્માણ કરવી, એવો હેતુ મન આગળ રાખી ત્યાં રાનડેએ પોતાની હયાતિમાં જે કામો શરૂ કર્યાં તે આજે 'સેવા સદન', 'ભારત સેવક સમાજ', 'પ્રાર્થના સમાજ' એવી સંસ્થાઓના રૂપે ૧૯૦૪ અને ૧૯૨૪, એ વીસ વર્ષ દરમીઆન જ થયા છે. પ્રો. કર્વેએ વિધવા વિવાહ પ્રતિબંધ નિવારણની ચળવળમાં પોતે આગળ પડતો ભાગ લીધો હતો, પણ આ પ્રતિબંધ નિવારણ કરવા કરતાં વિધવાઓને સુશિક્ષિત કરવાનું મુખ્ય કામ કરવું એવું નક્કી કરી તેમણે ૧૮૯૬ ની સાલમાં શરૂ કરેલા અનાથ બાલિકા આશ્રમને ભારતીય મહિલા વિદ્યાપીઠનું સ્વરૂપ આ ૨૦ વર્ષમાં પ્રાપ્ત થયું. સ્ત્રીઓને સુશિક્ષિત કરી તેમને સમાજ સેવાના કાર્યમાં તૈયાર કરવી, લોકોના દુઃખો દૂર કરી તેમનામાં રાજકીય બાબતોમાં, ધાર્મિક બાબતોમાં વિવેક અને પ્રાધાન્ય મળે તેમ કરવું, નવી પરિસ્થિતિને અનુરૂપ આર્થિક ધોરણ બદલવું એવી એટલીજ બાબતો લઈએ તો એ સબંધી આ ૨૦ વર્ષમાં [illegible] હવે ટકો રહેતો નથી જે કંઈ ટકો છે તે થોડું બાકી છે. આ ધોરણ નક્કી કરતાં અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી રાજ્યવહીવટ એ

વાદની બાબતો બને છે. અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી રાજ્યપદ્ધતિ હિંદની ઉન્નતિને મદદરૂપ નિવડશે એવી ધારણાવાળા લોકો ન્યા. રાનડેની આગેવાની નીચે તૈયાર થએલા છે. અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી રાજ્ય વહિવટ ગમે તેટલો સારો હોય તોપણ જ્યાંસુધી હિંદુસ્તાનનો વહિવટ અંગ્રેજી નોકરોના હાથમાં છે ત્યાં સુધી અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી વહિવટ ઉપયોગી ન નિવડતા હાનિકારક જ નિવડશે માટે આપણે સામાજીક, રાજકીય, ધાર્મિક ને ઔદ્યોગિક ચળવળો ચલાવવા તે ચળવળો યા રાજસત્તા, હિંદીઓના હાથમાં લાવવા ઉપયોગી થાય એવી અને તે આપણી સંસ્કૃતિમાંની ઉચ્ચ વિચારશ્રેણીને અનુસરી હોય એવા મતનો વર્ગ, કૈલાસવાસી વિષ્ણુ શાસ્ત્રી ચીપળુણકર, અને લોકમાન્ય તીલકની આગેવાની નીચે મહા રાષ્ટ્રમાં તૈયાર થ. આ વીસ વર્ષ દરમિયાન મધ્યમ વર્ગને વ્યાપ્ત કરી બેઠો છે દરેક ચળવળને રાજકીય દૃષ્ટિથી જોવાની વૃતિ મહા રાષ્ટ્રમાં ઉત્પન્ન થવાથી સ્વતંત્ર રીતે સામાજીક, ધાર્મિક, દૃષ્ટિથી સમાજ સેવા કરનારને મહારાષ્ટ્રમાં જનસમાજનો જેવો રેશ મળવો જોઇએ તેવો મળતો નથી, અને જનસમાજ આ વાત તરફ ઝાણી જોઇ વાકી નજરે જુએ છે.

પુનર્વિવાહ, નવધર્મ મત, નેમસ્ત પક્ષના રાજકીય મત સાથે બની શકે ત્યાં સુધી સંબંધ ન આવવા દેતા પ્રો. કર્વે પોતાની સ્ત્રી શિક્ષણની ચળવળ ચલાવતા હોવાથી તેમની ચળવળ તરફ મહારાષ્ટ્રમાંનો મધ્યમ વર્ગ જેટલી સહાનુભુતિથી જુએ છે એટલી સહાનુભુતિથી સેવા સદનના અને પ્રાર્થના સમાજના કાર્યો તરફ જોતા નથી, એનું કારણ માત્ર એ જ સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લઈ કામ કરનાર માણસો રાજકીય બાબતોમાં નેમસ્ત પક્ષના છે એજ. આ રાજકીય સંબંધ પહેલેજ નવુ સ્વરૂપ છ સન ૧૯૦૪ થી તે ૧૯૧૪ આ વીસ વર્ષમાં પુનામાં સ્ત્રી પ્રવેશનું બીલ, છોકરાઓના શક્તિના શિક્ષણનો પ્રશ્ન, ને નેમસ્તોની ભારતીય પરિષદ એવી રાજકીય પક્ષ-

એના દષ્ટિબિંદુથી ત્રણ મહત્વની બાબતો બની. આ પ્રસંગે સ્વાભાવિક રીતેજ રમાબાઇએ નેમસ્ત પક્ષ તરફથી કામ કર્યું. તેથી તેમના સેવાસદનના માત્ર સ્ત્રી શિક્ષણના કાર્ય તરફ વધી નજરે જોવાની પ્રવૃતિ પુના અને મહારાષ્ટ્રના મધ્યમ વર્ગમા દેખાઈ આવે છે. આ બુદ્ધિ સારી નથી એમ રમાબાઈ એ જે રેતુથી કાર્ય આરંભ્યુ છે તે પરથી કોઇને પણ જણાઈ આવશે.

ગતાનુગતિક રમાબાઈ નેમસ્ત પક્ષના હતા તોપણ હા એ હા ભણનાર નહોતા એ કહેવું જોઇએ સન ૧૯૧૭ના મુબાઈના વોર કોન્ફરન્સના તેમને નિમંત્રણ મળ્યુ હતું. તે વખતે સરકારને લોકોએ મદદ કરવી એમ કહેતા, સરકારે પણ આ વખતે લોકોની માગણીઓ પુરી પાડવી જોઇએ એમ કહેતા પણ તેઓ કચવાયા નહિ. તેમજ કેનિયા વસાહતમાના હિંદી લોકોની બાબતમા અન્યાય થાય છે, તે સંબંધી પુનામા ભરેલી સભામા તેમણે હિંદુ લોકોની માગણીઓનો જોરથી પુરસ્કાર કર્યો હતો પરન્તુ રમાબાઇનુ ખરૂં જીવનકાર્ય આ નહોતું સ્ત્રીઓની ઉન્નતિ માટે મહેનત કરવી અને વ્યાપક સ્વરૂપની સમાજ સેવા કરવી એ એમણે પોતાના જીવનનું કાર્ય ઠરાવ્યુ હતુ આ એક કામે તેમણે સેવાસદન મારફત ચલાવ્યા હતા.

સેવા સદનની વિદ્યાર્થીનીઓને રૂગ્ણ પરિચર્યાનુ શિક્ષણ આપવાની વ્યવસ્થા જ્યારે પુનાની મેડીકલ સ્કુલમા કરવાનું નક્કી થયુ, ત્યારે કેટલીક વિદ્યાર્થીનીઓને પુરૂષ વિદ્યાર્થીઓ સાથે ભણવાનો સકોચ થવા લાગ્યો. આ જોઈ રમાબાઈ એક દિવસ મેડીકલ સ્કુલમાં ગયા અને ત્યાના પુરૂષ વિદ્યાર્થી વર્ગને તેમણે હૃદયસ્પર્શી ઉપદેશ કર્યો, તેનુ ઇષ્ટ પરિણામ થઇ સેવાસદનની વિદ્યાર્થીનીઓના સંકોચનુ કારણ મટી ગયુ અને તેમને ધીરજ આવી શિક્ષણક્રમ ચાલુ રહ્યો.

ઇસ્પિતાલમા જઇ તેઓ દર્દીઓની પુછપરછ કરતાં. આ બાબતમા સેવાસદનના ત્રીજા વરસના રીપોર્ટમાં નીચેનો અહેવાલ

મળે છે. "એક દિવસ અમારા અધ્યક્ષ શ્રી રમાબાઇ સાહેબ રાનડે, હોસ્પીટલમા ગયા હતા. સારી ચોપડીઓ વાચવી એમ તમને લાગે છે કે ? એવો તેમણે ત્યાના કેટલાક દરદીઓને સવાલ કર્યો ત્યારે પુરૂષોના વોર્ડમાના દરેક દર્દીએ પોતાને ચોપડી મળે તો સારૂ થાય એમ તેમને કહ્યુ. ત્યા એક નાનો છોકરો હતો તેણે પણ તેમની પાસે દોડી આવી તેમની પાસે સ્લેટ અને ચોપડી માગવા લાગ્યો. એક દરદી એક ખુણામા ખાટલાપર પડ્યો હતો. તે માત્ર એક શબ્દ પણ ન બોલ્યો. તમે કેમ કઈ બોલતા નથી ? એમ વહિની સાહેબે તેની પાસે જઇ પ્રશ્ન પૂછ્યો, ત્યારે તે બોલ્યો, "બાઇ હુ મુસલમાન અને તમે હિંદુ છો માટે જો હુ તમારી પાસે ચોપડી માગુ તોપણ તમે તે મને કેમ આપો ?" આ સાભળી તેઓ બોલ્યા, ભાઈ, તું મુસલમાન છે અને હુ હિંદુ છુ તો પણ તેમા શુ બગડ્યુ ? હિંદુ અને મુસલમાન એ બેઉ એકજ પરમેશ્વરના બાળકો નહિ કે ? આ તેમના બોલવાથી તે દરદીના મનને બહુજ સતોષ થયો, અને તેણે પોતાને માટે પણ એક ચોપડી માગી "

ઇન્પિતાલમા જેમ રમાબાઇ જતા તેમજ તેઓ વીઝીટર (Visitor) હોવાથી યરવડાની જેલમા વારવાર જઇ કેદીઓની પૂછપરછ કરતા આ સબધી તેમના પૌત્ર દેવદત્ત વિષ્ણુએ રમાબાઇની યાદગીરીઓમા નીચે પ્રમાણે હકીકત લખી છે "યરોડા મેટ્રન પ્રીઝનના પણ તેઓ એક વખતે નીમેલા વીઝીટર હતા આ એક ધાર્મિક કૃત્ય તરીકે તેમણે સ્વીકાર્યું હતુ. બે ત્રણ અઠવાડીએ તેઓ ગાડીમા ત્યા જઇ સ્ત્રી-વોર્ડની સ્ત્રી ગુનેહગારોને ઉપદેશ કરતા અને તેમના હાથે ફરી આવા ગુન્હા ન થાય, થયા બદલ તેમને પશ્ચાતાપ થાય અને તેમને સારો માર્ગ સ્વીકારવા માટે ઉપદેશની વાતો કહી તેમના માટે ત્યા અભંગ બોલી ઠાકરોપાસના કરતા, અને ત્યાની સ્ત્રીઓ પણ ભક્તિભાવથી સાભળતી. એકાદ વખત ત્યા જવાને મોડું

એ શું તેને આવશ્યક નથી? સ્ત્રી પોતાના પતિને દેવ માને છે તેના ગુણો જ તેની વિદ્વત્તા, એની તેને સાચી જાણ હોવી જોઇએ અને એ'ના સારૂ તેને શિક્ષણ જરૂર મળવું જ જોઇએ છોકરાઓને અને છોકરીઓને સરખું જ શિક્ષણ આપવું એવો આપણે નિશ્ચય કરવો જોઈએ તેમનામાં ભેદભાવ શા માટે જોઇએ? છોકરીઓને જમાડવા જેમ ભેદ રાખતા નથી ને બન્નેપર સરખું જ હેત રાખીએ છીએ એવું હોવા છતાં શિક્ષણની બાબતમાં તફાવત શા માટે? છોકરાઓને ભણાવવાની જેમ તમે કાળજી લો છો તેવી જ રીતે છોકરીઓના શિક્ષણની પણ લેવી જ જોઇએ પુરુષો જો મન પર લે તો અમારી સ્ત્રીઓ ખાતરીથી છોકરીઓના શિક્ષણની વિરુદ્ધ નહિ જાય આ નિશાળ ખ્હેજ રીતે છોકરીઓ માટે જ નિકળી છે, તેનો બધાઓએ ઉપયોગ કરી લેવો જોઇએ સઘળાઓ જો એકમતથી નિશાળને ટેકો આપે તો ચાચનાશ્રિનિ ગ્રેશે નહિ. આ સંસ્થા આ પ્રાંતને ભૂષણરૂપ થવી જોઇએ અને આ દૃષ્ટિથી સઘળાએ આગળથી ધ્યાન આપવું જોઇએ નિશાળના સંચાલકોએ આર્થિક અડચણોને ન ગણતા આજ સુધી નિશાળ ચલાવી એ તેમને અભિનંદનીય છે. ને યથાર્થ રીતે જોતા માની નજર પોતાની છોકરીઓના શિક્ષણ તરફ હોવી જોઈએ. અનેક બાબતમાં તેમણે પોતાની જવાબદારી જાણવી જોઈએ સ્ત્રીઓએ હવે દરેક બાબતમાં પુરુષો ઉપર અવલંબી રહેવું ચાલશે નહિ માટે તેમણે સ્ત્રીઓની એક કમિટી સ્થાપી નિશાળને બની શકે તે જાતની મદદ કરવી, અને નિશાળની દેખરેખ રાખવી

સન ૧૯૧૯મા સ્ત્રીઓને મતાધિકાર મળવાની ચળવળમાં રમાબાઈએ આગળ પડતો ભાગ લીધો હતો આ ચળવળની બાબતમાં મદ્રાસના ' Women's Association ' ના એક પ્રમુખ કાર્યકર્તા( Mrs Cousins )મીસીસ કઝીન્સે તેમની પાસે પુને આવ્યા હતા મુંબાઈ કૌન્સિલમાં બે દિવસ મતદાન પર વાદવિવાદ થયો, અને આખરે

સ્ત્રીઓને મતદાનો અધિકાર આપવાનો ઠરાવ પાસ થયો. આ વાદ-વિવાદ વખતે તે વખતના મુંબાઇ ઇલાકાના હોમ મેમ્બર ના૦ લોરેન્સે ઠરાવને ટેકો આપતા રમાબાઇ માટે નીચેના ઉદ્ગારો કાઢયા હતાઃ

" There is no council which would not be honoured, graced or helped by the presence of such a woman as one who is known to as all,
—Mrs. Ramabai Ranade."

તેઓ દર વરસે આળદી જતા અને સ્વયં સેવિકા સાથે લઈ જઈ સ્ત્રીઓને દેવદર્શન કરાવતા. તે માટે સ્ત્રીઓ બહુજ કૃતજ્ઞતા દાખવતી. પંઢરપુરમા સકેશા વિધવાઓને અને રમાબાઈ પોતે એવા હોવાથી તેમને વિઠોબાના ગાભારામા જઈ દર્શન લેવા દેવામા આવતું નહિ. આ અડચણ કાઢી નાખવાની તજવીજ કરવાનો તેમનો વિચાર હતો; પણ તેમના મરણથી તે પ્રશ્ન એમને એમ જ રહ્યો.

૧૯૧૫ ની સાલમા સામાજીક પરિષદની વ્યાસપીઠ પરથી પ્રો. કર્વેએ ભારતીય ' મહિલા વિદ્યાપીઠ 'ની યોજના આગળ માંડી અને ગયા ૯ વરસના તેમના અવિરત પરિશ્રમથી લોકોનો ને ધનિકોનો ટેકો મળતા આ સંસ્થા મહારાષ્ટ્રનુ ભૂષણ બની રહી છે. રમાબાઈએ સેનેટના સભાસદ તરીકે મહિલા વિદ્યાપીઠને મદદ કરી હતી.

સમાજ સેવાની અનેકવિધ ચળવળોને તેમણે સેવાસદનના પાયા પર ઉભા રહી મદદ કરી હોવાથી ' સેવા સદન ' એ જ તેમની સમાજ સેવાનું ખરૂ દષ્ટ સ્વરૂપ છે.

---

[ ૧૨ ]

# મરાઠી વાઙ્મયની કામગીરી

ઉત્તમ પહેલવહેલું હિંદુ સ્ત્રી રત્ન એટલે રમાબાઈ, એમ રમાબાઈનું એક વાક્યમા વર્ણન કરી શકાય. સમાજ સેવા ને મરાઠી વાઙ્મયમાની કામગીરી એ એમના આધુનિક લોકોની દૃષ્ટિને સંતોષ આપે અને અંજાવી નાખે એટલા દેદિપ્યમાન પહેલ છે. આ પહેલમા જે ઝગઝગાટ છે તે રમાબાઈના અંતઃકરણમા બદ્ધ થએલી પતિભક્તિનુ વ્યક્ત સ્વરૂપ જ છે. ભક્તિ એ વસ્તુ પરમેશ્વરની માફક અવ્યક્ત છે. પણ પરમેશ્વરનું દર્શન જેમ દરેક ભવ્ય, ઉજ્જ્વલ અને સુન્દર ચીજમા નજરે પડે છે તેમ તેમણે મરાઠી વાઙ્મયમા બજાવેલી કામગીરીમા તેમની પતિભક્તિનું ઉજ્જ્વલ અને સુંદર રૂપ દેખાઈ આવે છે

તેમણે નાટક, નવલકથાઓ કે તત્વવિવેચનના ગ્રન્થો લખી મરાઠી ભાષાના સેવા બજાવી નથી. પતિનું મનન ને ચિંતન કરતા તેમના હાથે મરાઠી ભાષાની સહેજ રીતે પણ ઉત્કૃષ્ટ સેવા થઇ છે. ન્યાયમૂર્તિના મરણ પછી એક વરસની અંદર અજ્ઞાતવાસમા હતા ત્યારે જ તેમણે ન્યા. રાનડેના ધર્મ પર વ્યાખ્યાનો છપાવી પતિઋણ અને મરાઠી ભાષાનુ ઋણ વાળ્યું. આ ઋણ વાળતા હાલના પ્રાર્થના સમાજના ચિટનીસ રા. રા. ગો. વૈદ્યની તેમને ઘણી મદદ મળી. આનો ઉલ્લેખ અહિં કરવો ઘટે છે. આ ચોપડીની લખેલી પ્રસ્તાવના પરથી રમાબાઈનુ અંતઃકરણ પતિભક્તિથી કેટલું ભરાયેલું છે તેની મરાઠી વાચકોને પ્રતીતિ થઇ. આજે પણ તેમની પ્રસ્તાવના વાચતા એટલો જ આનંદ થાય છે રમાબાઇ પોતાની પ્રસ્તાવનામા કહે છે, "આ ધર્મપર વ્યાખ્યાનોનો સંગ્રહ કરવાનો હેતુ, તે પરમપૂજ્ય, અત્યન્ત શુદ્ધ

પગલાંઓની સેવા પ્રત્યક્ષ રીતે નહિ તોપણ આ રીતે તો બની શકે તેમ છે." એમ લખી આગળ કહે છે, "મુંબઈ પ્રાર્થના મંદિરમાં જ્યારે જ્યારે ઉપાસના ચલાવવાનો પ્રસંગ બનતો તે વખતે એક વાર તે પ્રેમાળ રસિક વાણીનો પ્રવાહ શરૂ થાય કે હૃદય ભરાઈ આવે, મન તલ્લીન બની, ક્ષણમા પ્રાપંચિક સુખ ભૂલાઇ જવાય, આશા, ને આસ્થાનો હૃદયમાં પ્રવેશ થાય એટલું જ નહિ પણ આપણે કોઈકોઈ વાર સાક્ષાત્ સ્વર્ગ સુખ જ અનુભવીએ છીએ એમ લાગતું. આ પ્રકાર ઉપાસની શરૂઆતથી તે તેના અંત સુધી ચાલુ રહેતો; એટલું જ નહિ પણ ત્યાંથી ઘેર આવ્યા પછી પણ તે પ્રેમાળ, પણ મન પર પૂર્ણ રીતે સંસ્કારો કરનાર શબ્દોથી જાગ્રત થયલા ધર્મવિચાર કલાકોના કલાકો સુધી મનમા આવતા; અને આપણને આજે કંઈક વધારે અધિકાર પ્રાપ્ત થયો છે; અને યોગ્યતા વધી છે એમ આનંદ થતો.

તે પ્રેમાળ, શાન્ત અને ગભીર વાણી પ્રત્યક્ષ સાભળવાનું જો કે હવે મારા ભાગ્યમા નથી તોપણ મારા હૃદયમા વસતી મૂર્તિના મુખેથી નીકળેલી પવિત્ર વાણીનો–તે પવિત્ર ગગાનો–આશ્રય લઈએ તો આવા દુઃખદ પ્રસગે પણ કંઈ સમાધાનની આશા ઉદ્ભવે અને મનને ધૈર્ય અને શાન્તિ મળવા તેજ પ્રસાદવાણી પૂરેપૂરી કારણભૂત નિવડશે એમ મને પૂર્ણ ભરોસો લાગે છે. આપણને નંદાદીપ લગાડવાનુ સામર્થ્ય નહિ હોય, તો બળતા નંદાદીપની દીવેટ સંકોરીએ તોપણ પુણ્ય પ્રાપ્ત થાય છે એમ વડિલો કહેતા આવ્યા છે. બીજાએ સળગાવેલા નંદાદીપની દિવેટ સમારવામા આટલું પુણ્ય છે, અને આ ઉપદેશરૂપી ઉજ્જ્વળ જ્ઞાનદીપ જે પોતે જ સળગાવ્યો છે તેની દિવેટ સમારવાનું કામ મારૂં જ છે, એમ જાણી હું આજે ઉપલબ્ધ એવા ધર્મ પર વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરૂં છું. તે મારી પેઠેજ બીજા વાંચકોને પણ કલ્યાણદાયક નિવડે એટલુ પરમેશ્વર પાસે અનન્ય ભાવે માગું છું."

"ધર્મ પર વ્યાખ્યાનોની પ્રસ્તાવનામાં રમાબાઈના પતિપ્રેમની
તે નમ્ર, સાદા અને યોગ્ય ઉપમાથી ગણુગણતી ભાષાની શૈલી
જોવામાં આવતા તેનું સ્પષ્ટ, ભવ્ય અને વિશાળ સ્વરૂપ "અમારી
જીદગીની યાદગીરીઓ" એ ચોપડીએ મગરી વાચકને કરી આપી
આગળ આગળ વધ્યું એ હિંદુ સ્ત્રીનો ચમત્કાર નથી ભારતીની
અતી વાત કે રમાબાઈએ તેને 'કલ્યાણ કામ તારે હાથે થશે' એમ
કહ્યા વગર તે તે કામ કરવા તૈયાર થતો નહિ તેથી જ કે હકિ
રમાબાઈ તો નિયમિત હતી સમાજસેવા કરવા લાગ્યા તે પણ અનિચ્છા
એજ એમ નહિ, પણ સદાસદન જેવું લોકોની આખના હમેશ
આવતું કામ સ્વીકારતા તમને ગ. ગોપાળરાવ દેવધરને બહુ આગ્રહ
કરવો પડ્યો હતો 'યાદગીરીઓ' લખી છપાવવામાં એવાજ બીજાના
આગ્રહની જરૂર પડી કેનામવાસી સૌ. મથુતાઈ વિશ્વાસ એ એમની
બહુજ લાડકી હતી "તથાપણ તોપણ મારા મનને શાંતિ મળે
અને મને સુખ થાય એવી વાતોને યાદ કરી મારુ સમાધાન થાય
એવો તે પ્રયત્ન કરતી આ પ્રમાણે આ ચોપડીમાં આપેલી કેટલીક વાતો
સાંભળી તેણે એક દિવસ મને કહ્યું કે જો, આ તું લખે તો ઘણાઓને
તે તે વાંચવા મળશે, નહિ તો અમારે માટે તો લખ" એવી 'યાદ-
ગીરીઓ' લખવાની પૂર્વપીઠિકા રમાબાઈએ અર્પણપત્રિકામાં આપી છે.

આ 'યાદગીરીઓ' આવી રીતે કેટલાય દિવસ લખાતી હતી
રમાબાઈની માનેલી લાડકવાયી દિકરી સૌ. મથુતાઈ ૧૯૦૭ ની
સાલમાં મરણ પામ્યા તે વખતે 'યાદગીરીઓ' ની હસ્તલિખિત
પ્રત પુરી થઈ હતી ત્યારપછી આ હસ્તલિખિત પ્રત પરથી છાપવા
માટે એક પ્રત તૈયાર કરવામાં આવી + આની બીજી આવૃત્તિ
'મનોરંજન' માસિકના સંચાલકે છાપી ને 'મનોરંજનના' ગ્રાહકોને
ભેટ તરીકે આપી "યાદગીરીઓ"ના પુનર્મુદ્રણનો હક્ક તેમણે હવે

+ પહેલી આવૃત્તિ છાપવાનું કામ ૧૯૦૮ ની સાલમાં 'આર્યભૂષણ'
છાપખાનામાં થયું

રંગની કેરી જેવા દેખાતા. ઝાડને આંબા જેવા જ પણું પાદડાં હોઈ તે ગોળ અને તીખું હોય છે. આ દિવસો તે ઝાડની ફુલોની મોસમના હોવાથી બધા ઝાડો ફળથી નમેલા હતા જમીન પર એકલા ઉભા રહીએ તો પણ ફળો હાથે તોડી શકાતા હતા ઝાડને ફળ કરતા પાદડા ઓછા હોય તેમ લાગતું."

મનોસ્થિતિનું ચિત્ર દોરવાની શૈલી ઉત્કૃષ્ટ છે. આ શૈલીના નમુના પાછલા પ્રકરણોમા આવી ગયા છે. 'ફગમાળાનો મંદવાડ' એ બહુજ ચિત્તાકર્ષક ને કરુણ રસ પરિપૂર્ણ એવુ બન્યું છે. "પણ "લક્ષાત કોણ ઘેતો" આ નવલકથાની યમનાવરની મરણની હકી- કતનું પ્રકરણ અને 'ફગમાળાનો મદવાડ' એ પ્રકરણ, આ બેઉમાથી કયું સારું એવો સવાલ થાય એવા તે બેઉ ભાગ છે " પણ લક્ષાત કોણ ઘેતો' આ નવલકથા સમધી રમાબાઈએ એવો અભિપ્રાય પ્રગટ કર્યો છે કે "આ વાત વાચીએ તો તે આપણા નાનપણની વાત કેટલોક ફેરફાર કરી લખી છે, એમ લાગ્યા વગર રહેતુ નથી." આ અભિપ્રાય લખતા તેમના મન આગળ તેમની જીંદગીની યાદગીરીઓમા વર્ણન કરેલા હૃદયગમ પ્રસગો હોવા જોઈએ એમ કહેવામા હરકત નથી

'યાદગીરીઓ' પછી ચોપડી કહી શકાય એવુ રમાબાઈએ કઇ લખ્યુ નથી મહિલા પરિષદમા કરેલુ ભાષણ અને ૧૯૧૪ ની સાલમા સેવાસદન સબધી પૂનાના જેન ભ્રીય મેમોરીઅલ હૉલમા કરેલુ ભાષણ તેમણે લખેલુ હતુ. આ સબધી ભાષા પણ મરળ અને પ્રાસાદિક છે. તે પછી ગિરીશ કવિના 'અભાગી કમલ' એ કાવ્યની તેમણે સારી વિસ્તૃત પ્રસ્તાવના લખી છે આ પ્રસ્તાવના પરથી તેમને થતી અનાથ વિધવા માટેની લાગણી દેખાઈ આવે છે. તેઓ આ પ્રસ્તાવનામા લખે છે, કે "હિંદુ વિધવા એટલે ઘર સાફ કરવાનું મસોતુ' લોકોના કર્ણકટુ હૃદયભેદી એવા આક્ષેપો સાભળતા રહેલી છદની ઘરમાના કામો કરતા ગાળવી જોઇએ એવી

રૂઢિ છે તેને ઘરની બહાર જવાની, ભાઈ સાથે પણ બોલવાની મનાઈ થએલી હોય છે તેને વનના વ્યવહારમાં કશો અધિકાર નથી (!) તેમજ ઘરની એકપણ ચીજ પર તેની સત્તા ન હોય, એવી પરિસ્થિતિ, રૂઢિએ રૂપ આપેલી અને ધર્મના નામે નકામા વધારેલા નિયમોથી ઉત્પન્ન થએલી છે તેના દર્શન પણ અશુભ મનાય છે! તે સ્પર્શ હોય તો તેણે કરેલી રસોઈ પણ અશુદ્ધ ગણાય છે. તેના ફૂલો, તેનું અડકેલું પાણી – તેનું કશું પણ પરમેશ્વરને ખપે નહિ, એવું રૂઢિથી મનાય છે (પરમકૃપાળુ અને દીનવત્સલ પરમેશ્વર પાસે ભેદભાવ નથી એ મોટા શાસ્ત્રીઓની ધ્યાનમાં આવતું નથી) આ ઉપરના વાક્યપર વધેલી ટીપમાં રમાબાઈ કહે છે"

પંઢરપુર જેવા પ્રખ્યાત દેવસ્થાનમાં – જેમાંના દેવ-શ્રી વિઠ્ઠલ-દીન, અનાથોના માબાપ અને ભક્ત વત્સલ એવો વર્ણવ્યો છે, અને તેથીજ બ્રાહ્મણ વગર બીજા, સોનાર, શીંપી, મરાઠા વિગેરે જાતોને પણ મૂર્તિના પગપર મસ્તક મૂકી નમસ્કાર કરવાની રીત છે, ત્યાં આ દીન વર્ગને માત્ર 'મૂર્તિ અભડાશે' એવી ખોટી કલ્પનાથી મનાઈ કરવામાં આવે છે! કેવો આ અન્યાય! ધર્મના નામે કેવા અન્યાયો થાય છે એનો આ એક સારો નમૂનો છે"

રમાબાઈએ છેવટે પોતાની કલમ ન્યા. રાનડેનું [illegible] લખેલા ચરિત્રની પ્રસ્તાવના લખવા હાથ ધરી આ પ્રસ્તાવનામાં પણ 'ધર્મપર વ્યાખ્યાનો'ની પ્રસ્તાવના પ્રમાણે તેમની પતિનિષ્ઠા ઉત્કટ સ્વરૂપમાં જોવા મળે છે આ પ્રસ્તાવનામાં તેમણે ચરિત્ર કેવી રીતે લખવું એ સંબંધી પ્રગટ કરેલા વિચારો મનનીય છે તેઓ કહે છે, "ચરિત્ર લખવાનું કામ સહેલું નથી જેનું ચરિત્ર લખવાનું તેણે પોતાની જીંદગીમાં જે કામો કર્યા હશે ને કામોની પાછળ જે હેતુઓ હશે, તેણે જે સારા નરસા પ્રસંગો અનુભવ્યા હશે, તે પ્રસંગે તેનું જે વૈશિષ્ટ્ય દેખાયું હશે તે સઘળાની સંપૂર્ણ માહિતી આપવી જોઈએ એવી માહિતી આ[illegible]પણે ઠેકાણે કદાચ ઉપજાવનારી

ન થાય એવી ખબરદારી ચરિત્રકારને રાખવી પડે છે. આ ચોપડીમાં ગ. કાટકે એવી ખબરદારી લીધી હોવાથી મનોરંજકતામાં ક્યાયપણ બાધ આવતો જણાતો નથી. વળી વખત ઉદારપણું કરતા, પોતાની ચોપડીમાંની માહિતી વિશ્વસનીય અને આધારવાળી હોવી જોઇએ, એ મહત્વની બાબત ચરિત્રલેખક ભૂલી જાય છે આ વાત ગ. કાટકેએ નજર બહાર ન જવા દેવાથી તેમની આ ચોપડીમા વિશ્વસનીયતા ને ઉદારપણુ એ બેઉ ગુણોનુ યોગ્ય પ્રમાણમા મિશ્રણ થયુ છે."

સેવાસદન કરતા પણ રમાબાઇની યાદગીરીઓથી તેમનુ નામ આવુ પીટી પ્રમાણેજ આગળની પીઢીઓમા પણ રહેશે એવી ઉચ્ચ પ્રકારની મરાઠી ભાષાની સેવા રમાબાઇએ 'યાદગીરીઓ' લખીને કરી.

---

[ ૧૩ ]

## સ્વભાવની રચના.

---

" મારા કુલીન કુટુંબ વિના પોતાની સાથે નમાવ થવા જેવું રૂપ, રંગ, ગુણ કે વિદ્યા એમાનુ કંઇજ ન હોઇ ફક્ત પરમેશ્વરના કૃપાપ્રસાદથીજ મને આ જન્મની જોડ મળી માટે જીવન ધન્ય થયુ છે."... ...એવા ઉદગારો રમાબાઇએ તેમના ઓપરેશન પહેલા કાઢ્યા હતા ન્યાયમૂર્તિએ ઠેરઠેર વકીલના કહેવાને માન આપતી વખતે છોકરી કુલીન કુળની હોવી જોઇએ, એ મુખ્ય શરત કરી હતી. કુલીનપણું એ રમાબાઇના સ્વભાવનુ એક મુખ્ય અંગ છે સગ્ર કરતી વખતે કુળ, શીલ ને ઉમર જોવી એમ મહાભારત કહે છે. એમા ઉમર તરફ મહારાષ્ટ્રમ પહેલેથીજ દુર્લક્ષ થતુ આવ્યુ છે. હાલમા નવા સુધરેલા કાળમા સુશિક્ષિતોમા રૂપ અને સુશિક્ષિતપણું

ન્યાયમૂર્તિના મરણ પછી ન્યાયમૂર્તિને પોતાના દેવ સમજી તેમની પૂજા અર્ચા, મનન, અને ચિંતન કરવામાં તેઓ વખત ગાળતા માધવ એ નામનો જપ તેમણે મરણપર્યન્ત ચલાવ્યો હતો રમાબાઈની પતિભક્તિ જોઈ મહાત્માજીએ ધન્યોદ્ગાર કાઢ્યા મહાત્માજી આ પ્રસંગ વિષે પોતાના 'નવજીવન' નામે ગુજરાતી સાપ્તાહિકમાં લખે છે "વૈધવ્ય એ હિંદુ ધર્મની શોભા છે એક વાર જેની સાથે આપણે વિવાહથી બંધાઈને જેને પતિ તરીકે ઓળખવા લાગ્યા તેનો કર્મ-ધર્મ-સંયોગથી કાયમનો વિયોગ સહન કરવાનો પ્રસંગ આવ્યો હોય તોપણ તે ગત દેહનું સ્મરણ એ જ આનંદ, એટલું જ નહિ પણ તેના ચિંતનમાં આનંદથી દિવસો ગાળવા એટલે જ અખંડ પતિવ્રત કહેવાય હિંદુસ્તાનની હજારો વિધવાઓ આ પ્રમાણે વર્તી સર્વના આદરને પાત્ર બની છે. કેટલાક મહિના પૂર્વે શ્રી રમાબાઈ રાનડેને મળવાની તક મને મળી તેમના રોજના બેસવા ઉઠવાના દિવાનખાનામાં જ મને તેમનું દર્શન થયું. તે દિવાનખાનામાં એક વાત મે જોઈ તે ખુરશીપર કૈલાસવાસી ન્યાયમૂર્તિ રાનડેની તસ્વીર મૂકી હતી તેનું રહસ્ય મે મનમાં જાણ્યું પણ મારૂં ધાર્યું બરાબર છે કે નહિ તેની ખાત્રી કરી લેવા સારૂ મે રમાબાઈને પૂછ્યું 'આ તસ્વીર આપે ખુરશીપર શા સારૂ મૂકી?' આ પર તેમણે કહ્યું, "આ એમનો વાસ છે હમેશ આ પર જ બેસતા તેથી આ વાસ ખાસ તેમની તસ્વીર માટે રાખી મૂક્યો છે" આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા મને વધારે અને વધારે જણાવા લાગી આવી રીતના પતિવ્રતા રમાબાઈઓ હિંદમાં ઠેર ઠેર છે' રમાબાઈ આ તસ્વીર આગળ બેસી ભાગવત, તુકારામના અભંગો અને જ્ઞાનેશ્વરી વાચતા ન્યાયમૂર્તિની પુણ્ય-તિથિઓ તેઓ પાળતા જ, પણ ન્યાયમૂર્તિ બુધવારે ગુજરી ગએલા તેથી તે દિવસ પણ તે ઉપવાસ કરી ન્યાયમૂર્તિના ચિંતનમાં ગાળતા.

ઇશ્વરપર નિષ્ઠાવાળું માણસ સદ્પ્રવૃત્ત હોય છે એમ આંખો મીંચી કહેવા દરેકને નથી એવા માણસોમાં જો કંઈ દોષ હોય તો તે ભોળાપણુંનો હોય છે આ ભોળપણ રમાબાઈમાં હતું પણ ન્યાયમૂર્તિએ તે કાઢી નાખ્યું ચાતુર્માસના નિયમો પાળતાં ઉલટું પતિભક્તિથી તેમને એક વર્ષ ન્યાયમૂર્તિના પગનું તીર્થ રોજ પીવું એમ લાગ્યું અને બીજીવાર રોજ ન્યાયમૂર્તિની એંઠી થાળીમાં જમવા જેમનું એમ લાગ્યું પણ આ બાબતોમાં રમાબાઈને મંજુર કરાવી ન્યાયમૂર્તિએ તેમને વિદ્યાભ્યાસનો નિયમ કરવા કહ્યું, એમ રમાબાઈએ 'ચાતુર્માસના નિયમ' એ અપ્રકાશિત પ્રકરણમાં લખ્યું છે તેમનો ઇશ્વરપર વિશ્વાસ હતો મ્હાબળાના મહાદેવાડનું સ્વપ્ન તેમણે 'યાદગીરીઓ'માં આપ્યું છે તેમના મહાદેવાડના છેવટના દિવસોમાં ન્યાયમૂર્તિએ આવી તેમને 'ચાન, તારું ભમ ખતમ થયું એમ કહે છે' એમ તેમને લાગ્યાનું દર્શ તે રમાબાઈની યાદગીરીઓમાં લખ્યું છે અને ૧૮૮૦ માં તેમના પિતા મરણ પામ્યા તે વખતે તેઓ હરિદ્વારથી પાછા ફરતા હતા આવતા તેમણે પિતાને માટે એક કળશ ગંગાજળથી ભરી લાવ્યા હતા તે રસ્તામાં ફુટી ગયો આથી પિતાને કાંઇ માઠું નડ્યું તો થયું નહિ હોયને એમ મનમાં આવી તેમને ધાસ્તી લાગી અને આગળપર તેમનો ભય ખરો પડ્યો.

આ ભોળાપણું છોડી દઇએ તો ઇશ-ભક્તિથી ઉપજતું પ્રેમાળપણું તેમનામાં પુરેપુરું હતું આ પ્રેમાળપણાનું વ્યક્તસ્વરૂપ પતિ પરાયણતા, છોકરાં ગમતા અને અનાથોને મદદ કરવાની ઉત્કટ ઇચ્છા એ રૂપે વ્યક્ત થઇને તેમના ચરિત્રમાં જોવામાં આવે છે પતિભક્તિનું વર્ણન ઘણું થયું છે છોકરાંઓપર પ્રીતિ માનવી પણ વર્ણન આગળ આવ્યું જ છે, પણ છોકરાંઓ માટે તેઓ કેટલો ત્રાસ વેઠતા તેના દાખલા એટલે ગ. નારાયણરાવ રાનડે ઉછરતું નાનું બાળ હતો ત્યારે તે ભલું ખાવા ન માગે એટલા માટે તેમણે પોતે ખાવાનું છોડી દીધું હતું ગૌ સખુતાઈપર પણ તેમને અત્યંત વહાલ

હતું. તેઓ સને ૧૯૦૭ માં ગુજરી ગયા પછી તેમના દીકરા દેવદત્તનું સંગોપન તેમણે પેટના દીકરા કરતા પણ વધારે કર્યું. દેવદત્ત તેમને 'મા કહેતો;' અને હંમેશ તેમની આસપાસ રહેતો એટલે રમાબાઇ પર તેનો ગાઢ સ્નેહ બંધાયો હતો. બીજો રાજારામ તેનું પણ તેમણે દિકરા માફકજ સંગોપન કર્યું. આ અજબ રીતે તેમના ખોળે પડયો. સને ૧૯૦૭ના અરસામા રમાબાઈ મુંબાઇ હતાં ત્યારે રાજારામને લઇ એની મા આફ્રિકા આવી. રાજારામના પિતા આફ્રિકામાં નોકરી પર હતા. રાજારામની મા બહુજ ક્ષીણ થયા હતા. તેણે ગાડીમાંથી રમાબાઇને નીચે આવવા સદેશો મોકલ્યો. રમાબાઇ નીચે આવ્યાં. રાજારામની માએ રાજારામને રમાબાઇને સ્વાધીન કર્યો અને તરતજ મરણ પામ્યાં' તેમનું છોકરા માટેનું હેત તેમણે સરકાર સાથે પત્ર-વ્યવહાર કરી યરવડાની જેલના છોકરાઓને ખાવાનું વહેંચવાની પરવાનગી મેળવી એ પરથી સ્પષ્ટ થાય છે.

જેવા પ્રેમાળ તેવાજ તેઓ નિર્ગર્વી અને અભિમાની હતા. સન ૧૯૧૭ સુધી તેઓ દત્તક દિકરા સાથે રહેતા. પછી તકરાર થવાથી તેમણે સેવાસદનની જગામા પોતાનું ઘર બાંધ્યું અને જુદા રહેવા લાગ્યા. આ કાર્ગતીની બાબતમા તેમને થએલો ત્રાસ તેઓ કદી પણ બોલી જણાવતા નહિ. સેવાસદન સંસ્થાને તેમના લીધે આવું રૂપ પ્રાપ્ત થયું છે. પણ મહાજનાની હોંશ તેમને નહોતી. આગળ આગળ કરવું એ તેમના સ્વભાવને ગમતુ નહિ. ૧૯૧૭ ની સાલમા છોકરીઓને શક્તિનું શિક્ષણ આપવા સબંધી પૂને નીકળેલા સરઘસમાં તેઓ બહુ આગ્રહથી ગયા અને ચાર ડગલા ચાલ્યા અને પાછાં ઘેર ગયાં.

તેમણે પોતાના સ્ત્રીધનની વ્યવસ્થા ન્યાયમૂર્તિના પત્નીને છાજે તેવી જ કરી. તેમને વાપરવા આપેલું લોનાવલાવાળું ઘર ને તેમના ખર્ચ માટે રાખેલા રૂા. ૨૦૦૦૦ તેમની પાછળ ન્યાયમૂર્તિએ કરેલા મૃત્યુપત્રની રૂએ એમના દત્તક દીકરાને મળ્યા. તેમના સ્ત્રીધનના

રૂ. ૧૫૦૦૦ તેમાના રૂ. ૧૦૦૦૦ નું ઘર બાંધી તે તેમણે સેવાસદનને આપી દીધું. ૧૦૦૦ રૂા. ગજાનનને આપ્યા અને બાકીના પૈસા દેવદત્તને આપ્યા છે એમ કહેવાય છે.

સારા ગુણો હોય તોપણ તેના વિકાસને અનુકૂળ વાતાવરણને સ્વયંભૂ શક્તિ હોવી જોઈએ. આ બેઉની જોડ રમાબાઈને મળવાથી તેમના ચારિત્ર્યની સુગંધી આજે ભારતવર્ષમા ફેલાઈ રહી છે.

---

## [૧૪]

## મરાંવે પરિકીર્તિરૂપે ઉરાવે

કોઈપણ વિભૂતિનુ ચરિત્ર લખતા છેવટનુ લખવાનુ જેટલું લખા-વાય તેટલુ લખવુ. તેના જીવનમા અનેક પ્રસંગોનુ વર્ણન કરતા રહેવુ એમ જ લાગે છે પણ દરેક વાતને છેવટ એ હોય જ તે પ્રમાણેજ આમ લખવાને પણ મર્યાદા તો હોય જ એ પ્રમાણે હવે રમાબાઈના છેવટના દિવસોની હકીકત લખવાનો પ્રસંગ આવી પડ્યો છે. પણ તે કામ સેવાસદનના લેડી સુપરીન્ટેન્ડેન્ટ શ્રી. જાનકીબાઈ ભટે ૧૯૨૪ ની ૪ થી મેને દિવસની 'સુબોધપત્રિકા'ના અંકમા કર્યું હોવાથી મારા પરનો ભાર ઓછો થયો છે. શ્રી જાનકીબાઇ ભટ 'સુબોધ પત્રિકા'કારને લખે છે, " આપનો તા. ૨૮-૪-૨૪ નો કાગળ મળ્યો. તેમના સબંધે છેલ્લા ૧૫ દિવસમાની યાદ કરે એવી વાતો આપે લખવા લખ્યુ. તેમની સેવામાં કેટલાક દિવસો ગાળવા હું જાણી જોઈ મુબઈથી આજ ૧૫ થી ૨૦ દિવસથી આવેલી છુ. મારા રહેવાથી તેમને બહુ સમાધાન થયુ. અને અમારા આગ્રહથી તેઓએ દવાપાણી અને થોડુક દુધ, ફળનો રસ વિગેરે નિયમિત રીતે લેવાનુ શરૂ કર્યું પેટમા ઈચ્છા ન હોય તો પણ તેઓ અમારી

ઇચ્છાને માન આપી ઉપર પ્રમાણે લેતા મૂત્રપિંડજ અને આતરડા બગડયા હોવાથી તેમને પેટમા ને પીઠમા બહુ દુ ખનુ આ બધુ દુ ખ તેઓ અતિશય શાન રીતે સહન કરતા; અને જેથી કરીને પાસેના લોકોને સમાધાન થાય એવી રીતની વૃત્તિ તેમણે છેવટ સુધી કાયમ રાખી હતી મદવાડથી માણસ બહુ જ ચીડીયુ બને છે, અને તેમનો મદવાડ પણ એવો જ હતો તોપણ શાતિથી દુ ખ વેઠવાની તેમણે દઢ કરી, એમ કહેવા હરકત નથી અમારી સસ્થા મોટી હોવાને લીધે તેમને મળવા આવનાર માણસોનો—શિક્ષક, શિક્ષિકાઓ અને વિદ્યાર્થીનીઓના મળવા આવવાનો બહુજ ત્રાસ હતો, પણ તે સબધે તેમણે કદી પણ વાધો કે ગુસ્સો દર્શાવ્યો નહોતો ઉલટુ જે કોઈ આવે તેને પાચ મીનીટ મળી જતા તો એમ તેમનુ અમને અને ઘરના માણસોને કહેવુ થતુ "લોકો ભક્તિથી આવે છે, તેમને મનાઇ કરશો નહિ" એમ તેઓ વારેવારે અમને કહેતા, અમે તેમને ત્રાસ ન થાય માટે કેટલાક લોકોને મનાઈ કરતા પણ તેમને તે જરાપણ ગમતુ નહિ. સસ્થાના હિતચિતક ડૉક્ટરોએ મદવાડ અસાધ્ય છે એમ જ ચિકિત્સા કરેલી પણ તેમની એક બ્હેનપણીએ તેમને વૈદ્યની દવા લેવાની સલાહ આપી ને તે પ્રમાણે તેઓ કરવા તૈયાર પણ થયા. પણ આ સારા મારા ડૉક્ટરો છોડી હુ વૈદ્યની દવા લઉ તેથી ડૉક્ટર લોકોનુ મન દુભાશે અને તેઓ મારી મૂર્ખમા ગણના કરશે તેથી તેમણે એવી સ્થિતિમા પણ ડૉક્ટરોની સલાહ લઈ વૈદ્યની દવા શરૂ કરી વૈદ્યને દવા બદ ્લના તેમણે કહ્યુ કે "આ ડૉક્ટર લોકો મારી અત્યત કાળજી રાખનાર અને વ્હાલા છે, તો તમને જો રોગ મટાડવાની ખાતરી હોય, તો જ આ લોકોના મન દુભવી હુ તમારી દવા શરૂ કરૂ" જુઓ આ મનનુ મોટાપણ ? બીજાનુ મન બને ત્યાસુધી દુભવવુ નહિ તેમની ઇચ્છાનુસાર ડૉક્ટરોએ વૈદ્યની દવા લેવા પરવાનગી આપી પણ છેવટે વૈદ્યની દવાએ પણ જશ આપ્યો નહિ શાત ચિત્તે દુ ખો

મદન કરવાની નેમની પરમાવધી દેખાઇ આવી. તે તેમણે વૈદ્યે આપેલી કડવી દવાઓ પણ આવી સ્થિતિમાં ચુપચુપ લીધી. પાંચ દિવસ પહેલાં તેમણે પોતાની મિલ્કતનું વીલ કરી મૂકેલું. વિલ કર્યા બાદ માત્ર તેમની વૃત્તિ બહુ જ ઉદાસ દેખાતી. તોપણ તે હમેશ સતાડવાનો તેઓ પ્રયત્ન કરતા છેવટ સુધી કોઇપણ સગા પાસે તેમણે નિરાશાના ઉદ્‌ગારો કાઢયા ન હતા. મરણના આગલે દિવસે માત્ર તેમણે કોઇસાથે વાતચીત કરી નહિ. છેવટ સુધી વૃત્તિ બહુ જ સમાધાની ભરેલી હતી. પ્રાર્થનાસમાજમાં સ્ત્રીઓના મેળાને દિવસે બોર્ડિંગમાં છોકરીઓને વધુ જાવ એમ કહેતા તેઓ ભૂલ્યાં નહિ

તા. ૨૬ એપ્રિલ ૧૯૨૪ થી '**मरावें परी कीर्ति रूपे उरावें**' એવી મર્યની ઉક્તિ પ્રમાણે રમાબાઇ હવે કીર્તિ દેહે મહારાષ્ટ્રમાં સચાર કરી રહ્યા છે. તેમના કીર્તિ દેહને કેવું સ્વરૂપ આપવું એ બાબત અનેક મહેનત કરી રહ્યાં છે. તેમના નામે સેવિકાશ્રમ કાઢવાની 'સેવાસદન સોસાયટી'ની મહેનત ચાલુ છે. તેમના નામે ગામે ગામ સ્ત્રી કેળવણીની નિશાળ સ્થાપવી એવી પણ કેટલાકોએ સૂચના કરી છે. જ્યારે દરેક સ્ત્રી સ્ત્રીઓને સુશિક્ષિત બનાવવાનું કામ હાથ ધરશે ત્યારે સ્ત્રીશિક્ષણનો પ્રશ્ન સમાધાનકારક રીતે ઉકલશે એવા પ્રો. કર્વેએ પોતાના આત્મવૃત્તાંતમાં ઉદ્‌ગાર કાઢ્યા છે. આ કાર્ય મહારાષ્ટ્રના હાથે થવાનું હશે તો દરેક સ્ત્રીએ રમાબાઈ થવું એ જ ઉપાય છે અને એ જ રમાબાઇનું ખરૂં સ્મારક થશે. રમાબાઈના ચરિત્રની સમાલોચના કરતા તો તે ગોરી, ઠીંગણી ને તેજસ્વી સ્વરૂપની મૂર્તિ આંખ આગળ ઉભી રહી,

'ધન્ય ધન્ય કહે લોક, મતિક્રિયા કરતા પખી.'

એવા સામર્થ્યના ઉદ્‌ગારો દરેકના મોઢે નીકળ્યા વગર રહેશે નહિ

---